# કચ્છ ગરબાવળી.

કચ્છનાં
**મહારાણીશ્રી નાનીબા સાહેબની ફરમાશથી,**
ક. દલપતરામ ડાહ્યાભાઈએ રચી.

દોહરો.

ઝાલાવંશ ઉદધિ સુતા, નાનાંબા શ્રી રૂપ;
જાદવ કુળમાં જગ પ્રસિધ, વરી ચતુર ભુજ ભૂપ. ૧

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.



**અમદાવાદમાં:**
આસ્ટોડિયા ચકલાની સડક ઉપર શેઠ. માણેકલાલ
જેઠાભાઈના મકાન મધે "આર્યોદય પ્રેસમાં" છાપી.

સંવત ૧૯૩૯.—સન ૧૮૮૩.



કીમત રૂ ૦-૬-૦.

# પ્રસ્તાવના.

ગરબી તથા ગીત એ ગાયન વિદ્યાનો એક ભાગ છે અને તે ઘણું કરીને આ જાતિમાં ગાવાનો ચાલ છે. આ-મન વિદ્યા પ્રાણી માત્રને આનંદ ઉપજાવે છે. પક્ષીઓ પણ પોત પોતાની ભાષામાં ગાન કરીને કલ્લોલ કરતાં હોય એમ જણાય છે, તથા નાનાં બાળકને પણ હાલરડાં વગેરે ગાન સાંભળીને આનંદ થાય છે.

ગુજરાતનાં શહેરોમાં તથા ગામડાંઓમાં અજવાળી રાતે ગરબાઓ ગાવાનો ચાલ છે, તેમાં આસો મહિનાના પહેલા પક્ષમાં (નવ રાત્રમાં) તે વધારે ગવાય છે. માંડવી-ઓ શણગારીને ઘણા દીવા કરે છે અને તેના ફરતા કું-ડાળામાં ફરીને ગરબા ગાય છે. નવરાત્રમાં ગાવાનું ખરૂં કારણ એવું હશે કે, શરદઋતુમાં અજીરણ થઈને તાવ વગેરે રોગની ઉત્પત્તિ ઘણી થાય છે. માટે જો શરીરે કસરત કરે તો તનદુરસ્ત થાય. હાલના ડાકટરો એવી સલાહ આપે છે કે તમે એક બે ગાઉનો પંથ કરી આવો તો તમારૂં શરીર સારૂં રહેશે. એજ મતલબથી આસલના હિંદુઓએ નવરાત્રમાં માંડવી ફરતા ફરીને ગરબા ગાવાનો ચાલ કાઢ્યો હશે.

કાઠિયાવાડ અને ગુજરાતમાં પુરૂષો પણ માંડવી ફ-રતા ફરીને નવરાત્રમાં ગરબા ગાય છે. મુંબાઈની પારસી બાઈઓને પણ શુભ દિવસ ઉપર ફરીને ગરબા ગાતાં મેં દીઠીઓ છે, પણ તેઓને ફરવાનો અને ગાવાનો સારી રીતે મહાવરો હજી સુધી થયો નથી. સુરત, ભરૂચ, અને અમ-દાવાદમાં બાઈઓ ફરીને ગાય છે, પણ કાઠિયાવાડનાં કેટલાંક

શહેરોની સ્ત્રીઓ તે કરતાં વધારે સારી રીતે ફરીને ગાઈ જાણે છે. તે એવી રીતે કે મેદાનમાં માંડવી અથવા દીવાનું ઝાડ મુકીને તેના ફરતું કુંડાળું કરીને ફરે છે, અને એક બીજીના ખભા અડોઅડ રાખે છે, તેથી જાણે કિલ્લો કરી લીધો હોય એવું લાગે છે. એ બધી સ્ત્રીયો પોતાના પગ સાથે ઉપાડે છે અને મુકે છે. જ્યારે કેડેથી નમે છે, ત્યારે બધીએ સાથે દોરી છંટ નમે છે. અને સાથેજ ટટાર થાય છે. તેઓ પ્રદક્ષણાથી ઉલટી રીતે ઘંટી ફરે છે, તેવી રીતે ફરે છે, કારણ કે તેમ ફરવાનું વિશેષ ફાવે છે. પુરૂષો પણ માંડવી ફરતા એજ રીતે ફરે છે અને અમદાવાદના વલ્લભ ભટના રચેલા બહુચરાજીના ગરબા ગાય છે.

ગરબા ગાનારી સ્ત્રીયો, દયારામની, નરસિંહ મહેતાની, કે રઘુનાથ વગેરેની રચેલી ગરબીઓ ગાય છે. તેમાં બાળલીલા, દાણ લીલા કે રાસ લીલા, વગેરેનું વર્ણન હોય છે, અથવા બીજાં કવિના નામ વગરનાં જોડેલાં ટાયલાં હોય છે; તે કારણથી કેટલાએક સમજુ માણસોને તે ગાવાનો ચાલ ખોટો લાગે છે. નીતિની ગરબીઓ ગાવાનો ચાલ હોય, તો ફરીને ગાવું તે ઘણુંજ ઉત્તમ છે, કેમકે શરીર અને મન પણ કસાય છે, માટે એવી સારી શીખામણ મળે અને ગાઇ શકાય એવું વિચારીને આ ચોપડી રચી છે.

## ગરબી તથા ધોળ વિષે.

માંડવી ફરતાં ફરીને તાળી પાડીને ગાઇ શકાય એવા જેટલા રાગ છે, તે ગરબીઓ કહેવાય છે; અને ફરીને ન ગાઇ શકાય, તથા જે રાગ વિવાહમાં શોભે છે, તે ધોળ અથવા ગીત કહેવાય છે. તોપણ કેટલાંએક ધોળ ટુંકા રાગ-

.ા ગરબીમાં પણ ગાઇ શકાય છે. જેમકે "અમે ઇડરીયા ગઢ જીત્યાંરે આનંદ ભલાં" ઇત્યાદિ.

અમદાવાદ તથા સુરતમાં ચૂનો ટીપનારી મજૂરણો કામ કરતાં કરતાં અનેક રાગની ગરબીઓ ગાય છે, તથા વૈષ્ણવી સંપ્રદાયોમાં અનેક રાગની ગરબીઓ ગવાય છે.

જેમ સારા શિક્ષક પાસે પિંગળના પ્રસ્તારના તાળ બેસારવાનો જેણે અભ્યાસ કર્યો હોય, તેને અનેક પ્રકારના નવા છંદો રચતાં આવડે, તેમજ રાગના તાળ બેસારવાનો અભ્યાસ સારા શિક્ષક પાસે જેણે કરેલો હોય, તેને ગરબીઓના અનેક નવા રાગ જોડતાં આવડે. પણ નવા રાગ પ્રસિદ્ધ થતાં વાર લાગે અને અજાણ્યાને તે રાગ બેસે નહિં, માટે ચાલતા રાગમાં આ ગરબીઓ રચી છે. અને તે રાગમાં જે પ્રસિદ્ધ ગરબી ગવાય છે તેનો દાખલો દરેક ગરબીને મથાળે લખી બતાવ્યો છે. ૭ ।કશોર* ૧

આ કવિ...મળ, પરમ પ્રકાશે છે; વિષયો છે, અને તેના ચાર જેવા રોજ, કરે છે વિદ્યા, યેમ મંગળાચરણમાં ઇશ્વર સુચાલે. સૌનું હૈયું...આ છે. તે પછી કક્કો, સાતવાર, પંદરતીથિ, બારમાસ, વગેરે બાળકીઓના ઉપયોગની ગરબીઓ છે. તે પછી સદ્ગુણી માણસ વિષે જુઇના છોડ, કેળ, શેલડી વગેરેનાં દૃષ્ટાંતની ગરબીઓ છે. તેમાં કોઇ ઠેકાણે અન્યોક્તિ અલંકાર છે, એટલે ઝાડને કહેવું ને માણસને સંભળાવવું. વળી રૂપક વગેરે અલંકાર પણ છે.

બીજા ભાગમાં નરસા માણસોના દાખલા બતાવવા સારૂ તાડ, વંટોળિયો, અને જવાસા વગેરેની ગરબીઓ છે. ત્રીજા ભાગમાં ઉપદેશ એટલે શીખામણની ગરબીઓ છે અને ચોથા ભાગમાં વિવિધ વિષય, તથા દંપત્તિ સ્નેહની ગરબીઓ છે.

પ્રથમ લાંબા તાળમાં ગવાય છે અને જ્યારે મંડળી

બરબારત થવાની હોય ત્યારે છેલ્લીવારે ટુંકા તાળમાં ફ
કરીને ગાય છે, તેનું નામ હીચ લેવી અથવા હંબોડા લેવા
કહે છે. એવી રીતે ફરીને ગાવાની નંબર-૮૨-૮૩-૮૪ની
ગરબીઓ છે. પછી છેવટ ઈશ્વર સ્મરણ કરવું જોઈએ માટે
છ ગરબીઓ ઈશ્વર વિષે છે. અને તે પછી મંડળી બર-
બારત થવા વિષે બે ગરબીઓ છે. એ રીતે કુલ ૧૦૨
ગરબીઓ છે. તે જુદા જુદા પચાસ રાગમાં છે. તે પછી
વિવાહ વગેરેમાં, તથા શુભ કારજના મુહુર્ત ઉપર ગાવાનાં
જુદા જુદા રાગમાં ૨ ધોળ છે.

છેવટ મહારાવ શ્રી ખેંગારમલજીની એક ગરબી છે.

જે પ્રાંતમાં પુરૂષોને ગરબા ગાવાનો ચાલ છે, તેઓને
ગાવા લાયક પણ નંબર-૧-૨-૧૧ થી ૧૯-૨૧ થી ૩૧
સુધીની, ...-૪૦-૪૧-૪૨-૪૩-૪૭-૪૮-૫૦-૫૧-૫૨-
૫૩-૫૪ ...-૬૦-૬૧-૬૨-૬૪-૬૫-૬૭-
૭૫-૭... ...-૯૨-૯૩-૯૪-
૯૬-૯...-૯.

હિંદુ મુસલમા... ...ગેરે સર્વે ધર્મના
લોકોને પસંદ પડે એવા વિચાર ... ...ને આ ચોપડી રચી
છે. કોઈ એકજ ધર્મના પક્ષની નથી.

કચ્છના કૈલાશવાસી મહારાવ શ્રી પ્રાગમલજી સા-
હેબની પટરાણી નાનીબા સાહેબે દીવાનજી રાવબહાદુર મણી-
ભાઈ જસભાઈ દ્વારા પરોપકાર વાસ્તે રૂ૫૦૦ ઈનામ આપીને
આ ચોપડી રચાવી છે. તે માટે આ ચોપડીનું નામ કચ્છ
ગરબાવળી રાખ્યું છે. તે આખા દેશમાં ફેલાશે, અને સૈકડો
વર્ષ સુધી તે કૃપાળુ મહારાણીનું નામ સર્વે લોકો સંભારશે,
અને ઉપકાર માનશે. તે મહારાણી સાહેબની તરફથી નીતિની ગ-
રબીઓ સૌ રચવાની મને ફરમાશ થઈ.તેથી આ ચોપડી રચીછે.

## કચ્છના રાજ વિષે.

કચ્છનું રાજ ઘણું પુરાતન છે. તે આશરે એક હજાર વરસ ઉપર સ્થાપવામાં આવ્યું. રાવની પદવી પહેલા ખેંગારજીએ મેળવી તે ત્યારથી આજ સુધી એકજ વંશમાં ચાલી આવે છે. તે વખતના જુના શિક્કા પણ હજુ મળી આવે છે.

રાજધાનીનું શહેર ભુજ છે. આ દેશના લોકો ઘણા પરાક્રમી અને હિંમતવાન છે. ઘણાં વર્ષથી દૂરના પરદેશ સાથે વેપાર ખેડેછે. રાજ્યનો મોભો અસલવારાથી મોટો છે. લોકોપયોગી કામો આ દેશમાં રાવ શ્રી દેશળજી તથા રાવ શ્રી પ્રાગમલજીના વખતથી સારાં થવા લાગ્યાં છે. રાજા અને રૈયત વચ્ચે માબાપ છોરૂનો સંબંધ છે. લોકોની રાજભકિત તરત જણાઇ આવે એવા પ્રકારની છે.

## માહારાવ શ્રી ખેંગારજી વિષે.

### મનહર છંદ.

મહારાવ ખેંગારજી, ખુદ છે કિશોર* વ
પણ યોગ્ય બુદ્ધિબળ, પરમ પ્રકાસે છે; નિ
વખાણવા જેવો રોજ, કરે છે વિદ્યા અભ્યાસ,
સ્વભાવ સુચાલ. સૌનું હૈયડું હુલ્લાસે છે;
વિચક્ષણપણું ઘણું, વળી છે વિચારવાન,
સુલક્ષણ સભ્યતાદિ સદ્ગુણો તે પાસે છે;
ચંચળતા ચિત્તમાં છે, હૈયે છે હિંમતવાન,
ભલો ભૂપ થશે એવું, આજથીજ ભાસે છે. ૧

### દોહરા.

વીર બીજો દશ વર્ષનો, કલુભા નિર્મળ નામ,
જુગતે જુગતી જોડ છે, જેવો લક્ષ્મણ રામ. ૨
શિક્ષક પણ ત્યાં સુગ્ન છે, ભણાવવા ભૂપાળ;
સુત તે સેવકરામના, લાયક છોટાલાલ. ૩

---

* ચૌદમું વર્ષ ચાલે છે.

### મહારાણી શ્રી નાનીબા વિષે.

### મનહર છંદ.

માતા નાનીબા છે નામ, કરી જાણે સારાં કામ;
દયાળુ સ્વભાવ દીસે, દીલ દરીયાવ છે;
સજ્જનને દુર્જનને, પરખી જાણે છે પોતે,
થીર ને અચળ જેના મનનો ઠરાવ છે;
દાબ રાખી નોકરોને છકી જવા દેતાં નથી,
શોભે મોટા માણસને તેવોજ સ્વભાવ છે;
સ્નેહીની સલાહ માને દુર્જનથી દૂર રહે,
સુધર્મ સુનીતિનું તો નિર્મળ તે નાવ છે. ૪

### રાણા જાલમસિંહજી વિષે.

રાવના મામાના પુત્ર, જાણજો જાલમસિંહ,
હળવદ ભૂપતિના, ભલા તે ભાયાત છે;
રાજનસી કોંસિલના તે તો રૂડા મેંબર છે,
પરાક્રમી પ્રતાપીને પ્રવિણ પ્રખ્યાત છે;
હુનર કળા વાળાને આશ્રય આપે છે આપ,
ભાષા કાવ્ય ગ્રંથો તે ભણેલા ભલી ભાત છે;
રાજનીતિ તણી રીતિ, પઢેલા છે ધરી પ્રીતિ,
રાજ તણા થંભ એક, સારા તે સાક્ષાત છે. ૫

### દીવાનજી રાવ બહાદુર મણીભાઈ જસભાઈ વિષે.

પેટલાદવાસી, વિદ્યાભ્યાસી, વિવેકી વિલાસી,
સરકારી નોકરીમાં કરી સરસાઇ છે;
આસીસ્ટંટ રેસીડંટ એ થયા વડોદરાના,
કચ્છમાં વિશેષ કરી, કીર્તિની કમાઇ છે;
રાજદ્વેષીઓને રાજહુકમ આધીન કર્યા,
એતો અચરજ જેવી અતિશે નવાઇ છે;
કુંદન સમાન કચ્છ દેશ દીસે કાંતિમાન,

મણી સમ તે વિષે દિવાન મણીભાઇ છે. ૬
રાવ પ્રાગમલજીએ ધારણા જે ધારી હતી,
જેને માટે મહેનત કોટિધા કરાઇ છે;
તો પણ તે મહેનત મજરે ન લાગી હતી,
મનના મનોર્થ રહ્યા મનમાં સમાઇ છે;
લાયક દિવાન મણીભાઇના લખાણ થકી,
તેતો મતલબ પાર સહેજે પડાઇ છે, '
કુંદન સમાન કચ્છ દેશ દીસે કાંતિમાન,
મણી સમ તે વિષે દિવાન મણીભાઇ છે. ૭
પ્રધાનની પદવી પામીને રાજા પ્રજા તણી,
કરી સારી સેવા તે તો વધુ વખણાઇ છે;
સાગર કિનારે પૂલ, માંડવી બંદર વિષે;
બંધાવ્યો તે તો સહુને અતિ સુખદાઇ છે;
વિદ્યાનો વધારો કર્યો સર્વથા સુધારો કર્યો,
હુન્નર કળાની પણ કીધી અધીકાઇ છે;
કુંદન સમાન કચ્છ દેશ દીસે કાંતિમાન;
મણી સમ તે વિષે દિવાન મણીભાઇ છે. ૮
સુશીળતા સભ્યતા વિવેક ને વિચક્ષણતા;
રાજ કાજ નીપુણતા દીલમાં દેખાઇ છે;
ધન્ય તેનો જન્મ ધન્ય, ધન્ય માત પિતા તેનાં;
સર્વ લોક વિષે એવી વાણી પસરાઇ છે;
સર્વ દેશી રાજમાં એવા દિવાન થશે ત્યારે;
સુખી થશે દેશ એવી સુવાસ ફેલાઇ છે;
કુંદન સમાન કચ્છ દેશ દિસે કાંતિમાન;
મણી સમ તે વિષે દિવાન મણીભાઇ છે. ૯

---

## કચ્છ દેશ વિષે ગરબી.

"આવો હરી રાસ રમો વહાલા." એ રાગ.

કેવો દેશ કચ્છ રૂડો કહીએ, દેખી દીલરંજન થઇ રહીએ, કેવો. ટેક.

ભલું ભુજ નગર અમે ભાળ્યું. શહેર રાજધાનીનું રૂપાળું;
રાજે રાજ જાદવકુળવાળું, કેવો દેશ૦ ૧
જો માંડવી બંદર છે મોટું, છતે શોધ સિંધમાં નથી છોટું;
જોતાં જેમ ચિત્ત રહે ચોટ્યું, કેવો દેશ૦ ૨
ધનાઢ્યનાં ધામ રૂડાં રાજે, વિવિધ સ્વર વાજાં નિત વાજે;
ગંભિર જળ રત્નાગર ગાજે, કેવો દેશ૦ ૩
મહારાવ ખેંગારજી મોટા, કલુભા છે ભાઈ છોટા;
જેવા રામ લક્ષ્મણના જોટા, કેવો દેશ૦ ૪
જાલમસીંગ મામાના મોભી,* લાયક નર છે જશના લોભી;
રહી જેથી ગજસભા † શોભી, કેવો દેશ૦ ૫
માયાળુ છે નાનીબા માતા, જેના જશ પૂર્ણ છે પ્રખ્યાતા;
દિસે દીલ દરિયાવ સુખદાતા, કેવો દેશ૦ ૬
ભલા છે દિવાન મણીભાઈ, મણી છબિ કુંદનમાં છાઈ;
શોભી એવી કચ્છની સરસાઈ, કેવો દેશ૦ ૭
વિવિધ કરી વિદ્યાની વૃદ્ધિ, જેથી જન બહુ પામે બુદ્ધિ;
સદા વધે દેશમાં સમૃદ્ધિ, કેવો દેશ૦ ૮
સારાં સુધરાઈ ખાતાં સ્થાપ્યાં, વિદ્વાનોને ઉત્તેજન આપ્યાં;
રચાવી રૂડાં પુસ્તક છાપ્યાં, કેવો દેશ૦ ૯
પ્રજા ભુપપર ભાવિક ભાળી, છે હુન્નરીને હિંમત વાળી;
સફર કરવામાં છે શૂરાળી, કેવો દેશ૦ ૧૦
માણસ બહુ સાહસ મનવાળાં, કદાવર જાતે છે જોરાળાં;
ભલાં વળિ ઉદ્યોગી ભાળ્યાં, કેવો દેશ. ૧૧
થજો લીલા લહેર સઉ ઠામે, રાજા પ્રજા પૂરણ સુખ પામે;
દિધી આશિષ દલપતરામે, કેવો દેશ૦ ૧૨

તા૦ ૭ મી જુલાઈ સને ૧૮૮૦



* પુત્ર. † રિજન્સી કૌંસિલ.

# અનુક્રમણિકા.

# કચ્છ ગરબાવળી.



## ભાગ ૧ લો.



### ગરબી ૧ લી.

### ઇશ્વરના કામ વિષે.

"પૂજુ ગણપતિના પાય, પૂજુ અંબિકાની પાવડીરે." એ રાગ.

આવો આદરીએ આજ, એક ઇશ્વર ઉપાસના રે;
રૂડો રાજાધીરાજ, દોષ છેદે છે દાસનારે. ૧
એનો મહિમા અપાર, જુક્તિ જોતાં જણાયછે રે;
ધર્યા લોક† નિરાધાર, ક્યાં તે કોઇએ કળાયછે રે. ૨
જેવા જોડેલા જંત્ર, ફેર ચક્રો ઘણાં ફરે રે;
તેવા કીધો છે તંત્ર, કોણ બીજો એવું કરે રે. ૩
જુગ જોતાં વહી જાય, ફેર પળનો પડે નહીં રે;
ગોળા દોડતા દેખાય, નામ અડચણ નડે નહીં રે. ૪
ઘણી રૂડી ઘટમાળ, ગણી ગાંઠીને ગોઠવી રે;
સદા રાખે સંભાળ, જાય અળગો ન ઓઠવી રે. ૫
ઝીણા જંતુની જાત, ગણતીમાં રાખે ગણી રે;
રાખે તેની દિન રાત, ફીકર ખાવા પીવા તણી રે. ૬

---

† આ ઠેકાણે લોકનો અર્થ ત્રિલોક.

છાનું એનાથી છેક, રંચ માત્રે રહે નહીં રે;
રાખે ઉરમાં અનેક, કોઇને જીભે કહે નહીં રે. ૭
એજ કરશે ઇનસાફ, જોગ જ્યારે એનો થશે રે;
મળશે ધર્મીને માફ, પાપિ પૂરા માર્યા જશે રે. ૮
માટે દિલમાં સદાય, દોષ દેખી તમે ડરો રે;
જેથી રીઝે જગરાય, કામ એવાં રૂડાં કરો રે. ૯
પામો પરલોકે સુખ, માન આ લોકમાં મળે રે;
દેખી દૂર રહે દુઃખ, પાપ પળમાં બધાં બળે રે. ૧૦
દીધો માણસનો દેહ, એજ માટે આ વારમાં રે;
સજો ઇશ્વરથી સ્નેહ, સજો નીતિ સંસારમાં રે. ૧૧
કરો દુરમતી દૂર, ઉરમાંથી અહમેવનીરે;
જેથી પામો જરૂર, દયા દલપતના દેવની રે. ૧૨



## गरबी २जी.

### ઈશ્વરની દયા વિષે.

"તજો તમે કેફ કરમ કરવું" એ રાગ.

દયાળુ દેવ છે સુખ દાતા, જુઓ કેવો શાણો જગત ત્રાતા. દયાળુ. ટેક.
ચિંતા સૌની રાખે છે ચિત્તે, નજર કરી સર્વે તરફ નિત્યે;
પ્રભુ જગ પાળે પરમ પ્રિતે, દયાળુ. ૧
અત્તર જુઓ મોંઘું અધિક કીધું, લાયક એમ મનમાં ગણી લીધું;
શ્રીમંતોને દિન દિન તે દીધું, દયાળુ. ૨
રારવ થકી સોંઘું કર્યું પાણી, જરૂર એની સૌને જાણી;
અંતરમાં દેવે દયા આણી, દયાળુ. ૩
મોતીના કણ મોંઘા કરીયા, ધનાઢ્યના ધામ વિષે ધરિયા;

એતો કણ અલ્પજ ઉછરીયા, દયાળુ. ૪
કર્યા કણ અન્ન તણા સસ્તા, વાટે ને ઘાટે દીસે વસતા;
હેતે સૌ લોક જમે હસતા, દયાળુ. ૫
મોંઘા કર્યા મેહેલ જુઓ મોટા, તેના જુઓ દીસે છે ટોટા;
જેમાં રહેવા ઇચ્છે ન જન છોટા, દયાળુ. ૬
છતે સોંઘી છે તરૂવર છાયા, દુઃખી પ્રાણી જ્યાં સુખી દેખાયા;
મોટી જુઓ ઇશ્વરની માયા, દયાળુ. ૭
રિદ્ધિપતિને મહેલમાં રોકી, બેસારી ચાવડીએ† ચોકી;
એને ન શકે ઝાઝા અવલોકી, દયાળુ. ૮
ગુણી જનને દીધી ગરિમાઇ, સમાગમ સર્વે કરે ધાઇ;
કેવી જગકર્તાની ચતુરાઇ, દયાળુ. ૯
જડે તાર જરીઆન બહુ જરથી, સદા મોંઘા દીસે સૂતરથી;
ન લેવાય તે નીરધન નરથી, દયાળુ. ૧૦
સુતર કર્યું સસતું જુઓ કેવું, લાગે છે સૌને સુલભ લેવું;
ઇશ્વરનું ડાહપણ છે એવું, દયાળુ. ૧૧
કનકફળ* કાંટાળાં કરિયાં, કેળાં કેરી કોમળ કરિ ધરિયાં;
અધિક જે ઉપયોગી ઠરીયાં, દયાળુ. ૧૨
જે જે અતિ ઉપયોગી આજે, સોંઘું કર્યું સર્વ તણે કાજે;
રૂડું કર્યું રાજન અધિ રાજે, દયાળુ. ૧૩
ઠરાવ એવા જુઓ સૌ ઠામે, કર્યા પ્રભુએ સૌને કામે;
દિઠા નજરે દલપતરામે, દયાળુ. ૧૪



† ચાવડી-દેવડી. * કનકફળ=ધંતુરાનાં જીંડવાં.

## ગરબી ૩ જી.

### બાળકીયોના નિત્ય-કર્મની ગરબી.

"મારી બહુચરાજીમાઇરે જવના જવારા વાવીઆજો." એ રાગ.

સુણો સૈયર સમાણીરે, જાગે જનો ત્યારે જાગીએ જો;
સુણો સૈયર સમાણીરે, પ્રભુને સંભારી પગે લાગીએ જો. ૧
સુણો સૈયર સમાણીરે, ધીરજ ધરીને દાંત ધોઈએ જો;
સુણો સૈયર સમાણીરે, જન જાતની રીત જોઈએ જો. ૨
સુણો સૈયર સમાણીરે, પાઠ કરવાનો હોય કીજીએ જો;
સુણો સૈયર સમાણીરે. લખવાનું હોય તે લખી જીએ જો. ૩
સુણો સૈયર સમાણીરે. નીરમળ નીરથી નાહીએ જો;
સુણો સૈયર સમાણીરે, ચોળીએ અંગ ચતુરાઈએ જો. ૪
સુણો સૈયર સમાણીરે, ધોએલાં વસ્ત્રો ધારીએ જો;
સુણો સૈયર સમાણીરે, મેલાં તો અંગથી ઉતારીએ જો. ૫
સુણો સૈયર સમાણીરે, માજીની આજ્ઞા માગીએ જો;
સુણો સૈયર સમાણીરે, કામ કાજ કરવા લાગીએ જો. ૬
સુણો સૈયર સમાણીરે, જઇએ નિશાળે જમીકરી જો;
સુણો સૈયર સમાણીરે. શીખીએ ચોપડી સમી કરી જો. ૭
સુણો સૈયર સમાણીરે, વાંચીને વચન વિચારીએ જો;
સુણો સૈયર સમાણીરે, અંતરમાં અરથ ઊતારીએ જો. ૮
સુણો સૈયર સમાણીરે, કોઇને નહીં હુંકારીએ જો;
સુણો સૈયર સમાણીરે, ઊંચે ઘાંટે ન ઉચ્ચારીએ જો. ૯
સુણો સૈયર સમાણીરે, ચોરવાનું ચિત્ત નવ રાખીએ જો;
સુણો સૈયર સમાણીરે, જુઠું જીભે નવ ભાખીએ જો. ૧૦
સુણો સૈયર સમાણીરે, પાપથી તો પાછાં ભાગીએ જો;

સુણો સૈયર સમાણીરે, સ્વર્ગ તણાં સુખ માણીએ જો. ૧૧
સુણો સૈયર સમાણીરે, કહી વાત તે છે કામની જો;
સુણો સૈયર સમાણીરે, શિક્ષા છે દલપતરામની જો. ૧૨



## ગરબી ૪ થી.

### કક્કો ભણવાની ગરબી.

" એક ટકાનું પાન મગાવો રે " એ રાગ.

આવો અક્ષર આજ ઓળખાવુંરે;
ભલી ભાતે હું તમને ભણાવું,
લાડકડી લાવો લેખણ ને પાટીરે. ૧
લખો કક્કો કમળ, કટારીરે;
શીખો શીખો શીખામણ સારી, લાડકડી૦ ૨
લખો ખખ્ખો ખજુર ખજૂરીરે;
થાઓ સદ્ગુણ શીખવા શુરી, લાડકડી૦ ૩
લખો ગગ્ગો ગાય ગામ ગોળારે;
ભણતાં વારે તેતો લોક ભોળા, લાડકડી૦ ૪
લખો ઘઘ્ઘો ઘંટડી ઘંટારે;
તમે તજો માંહોમાંહી ટંટા, લાડકડી૦ ૫
લખો ચચ્ચો ચરણા ચોળીરે;
નવ ભણે તે નારીઓ ભોળી, લાડકડી૦ ૬
લખો છચ્છો છાબડી છાપોરે;
ભાળી ભુખ્યાંને ભોજન આપો, લાડકડી૦ ૭
લખો જજ્જો જીવ જંત જોગીરે;
રહે આળસુ તે થાય રોગી, લાડકડી૦ ૮

લખો ઝઝ્ઝે ઝાડી ઝાડોરે;
લખવામાં ચીત્ત લગાડો, લાડકડી૦ ૯
લખો ટટ્ટે ટોપલા ટોપીરે;
કંકાસ ન કરશો કોપી. લાડકડી૦ ૧૦
લખો ઠઠ્ઠે ઠીક ઠાક ઠાઠુંરે;
થાય માઠું બોલે તેનું માઠું, લાડકડી૦ ૧૧
લખો ડડ્ડે ડમરો ડેલારે;
ઘણું ઊંઘે તે બાળકી ઘેલી, લાડકડી૦ ૧૨
લખો ઢઢ્ઢે ઢાંકણી ઢોરાંરે;
પડે પાણીમાં તે કેમ રહે કોરાં,[૧] લાડકડી૦ ૧૩
લખો ણાણા જે અન્તે છે રણમાંરે;
ભણે વિદ્યા તેતો બહુ ગુણમાં, લાડકડી૦ ૧૪
લખો તત્તે તળાવ તલ તાળુંરે;
કરો કંકાસનું મુખ કાળું, લાડકડી૦ ૧૫
લખો થથ્થે થાણું થાળીરે;
સારા અક્ષર લખો સંભાળી, લાડકડી૦ ૧૬
લખો દદ્દે દેવ દયા દાતારે;
ડાહી દીકરીની માન પામે માતા, લાડકડી૦ ૧૭
લખો ધધ્ધે ધજા ધર્મ ધારીરે;
ન ભણે તેતો બાળકી નઠારી, લાડકડી૦ ૧૮
લખો નન્ને નામ નર નારીરે;
શીખી રાખીએ પાઠ સંભારી, લાડકડી૦ ૧૯
લખો પપ્પે પાપ પુન્ય પ્રાણીરે;

---

૧ મતલબ કે નઠારાંની સોબત કરે તે સારાં રહી શકે નહીં.

ઘણી મેલી ઘાંચીની ઘાણી, લાડકડી૦ ૨૦
લખો ફફ્ફે ફૂલ ફળ ફાટોરે;
ઘણું બોલીએ નહિ તાણી ઘાટો, લાડકડી૦ ૨૧
લખો બબ્બે બાળા બોલ બાઇરે;
શીખો ચાહી ચાહી ચતુરાઇ, લાડકડી૦ ૨૨
લખો ભભ્ભે ભાવી ભેદ ભારોરે;
અતિ કષ્ટ થકાં કોઇને ઉગારો. લાડકડી૦ ૨૩
લખો મમ્મે મગ માગ માળીરે;
ખોટી ટાપટીપ મૂકો ટાળી, લાડકડી૦ ૨૪
લખો યય્યે યશ યોગ યોગીરે;
ભલા લોકો વિદ્યાના ભોગી, લાડકડી૦ ૨૫
લખો રર્રે રાજા રાજ રાણીરે;
જે ન જૂઠું બોલે તે ડાહી જાણી, લાડકડી૦ ૨૬
લખો લલ્લે લખોટી લાખ લેખાંરે;
બળે અંતરમાં હોય જે અદેખાં લાડકડી૦ ૨૭
લખો વવ્વે વખાણ વ્હાલ વાણીરે;
ભણો અંતરમાં ઉત્સાહ આણી, લાડકડી૦ ૨૮
લખો શશ્શે શરીર શની શાંતીરે;
ભણે તેની ભાગી જાય ભ્રાંતિ, લાડકડી૦ ૨૯
લખો ષષ્ષે ભૂષણ ષટ ભાષારે;
રાખો અંતરમાં અભિલાષા, લાડકડી૦ ૩૦
લખો સસ્સે સુધર્મ સગો સાચોરે;
એથી ઉલટો કરે તે વાદ કાચો, લાડકડી૦ ૩૧
લખો હહ્હે હજાર હાથ હાથીરે;

ઘણું લાજીએ લોકની લજ્યાથી, લાડકડી૰ ૩૨
લખો ળળે નિશાળ કાળ કાળાંરે;
શોભે દીકરા તો ડાહ્યપણવાળી, લાડકડી૰ ૩૩
લખો ક્ષક્ષે ક્ષમા ક્ષર ક્ષત્રાંરે;
વાંચો પ્રભુના ગુણની પત્રી, લાડકડી૰ ૩૪
કહ્યો કક્કો કુમારીકાને કામેરે;
રૂડી રીતે તે દલપતરામે, લાડકડી૰ ૩૫



## गरबी ५ मी.

### સાત વારની ગરબી.

"રઘુપતી રામ રૂદેમાં રહેજોરે" એ રાગ.

સખી સાતવારનાં નામ સંભારોરે, વિતે સુખમાં તે સર્વેથી સારો. સખી૰ ટેક.
રવિવાર સૌ રૂડો ગણે છેરે, ભાવે પ્રભુની પ્રારથના ભણે છેરે;
પ્રભુ રીઝે તો પાપ હણે છે, સખી. ૧
સોમવારે તો સમજણ લઇએરે, ભલું ભણતર ભણવાને જઇએરે;
વાંચી અર્થ વિચારી લઇએ, સખી. ૨
વાર મંગળ મંગળકારીરે, ન ભણે તે નાનકડી નઠારીરે;
બહુ વ્હેમમાં બુડે બીચારી, સખી. ૩
બુધવારે તો બુદ્ધિ મળેછે રે, ભણવાથી તો ભ્રમણા ટળેછેરે;
બુદ્ધિ વગરનાં દેખી બળેછે, સખી. ૪
ગુરૂવારે ગુરૂ જ્ઞાન આપેરે, સર્વે મનતણા સંશય કાપેરે;
જ્ઞાન પામીએ ગુરૂને પ્રતાપે, સખી. ૫
શુક્રવારે શીખો સત્ય વાણીરે, જૂઠું કદીએ ન બોલીએ જાણીરે;

જુઠું બોલે તેતો પાપી પ્રાણી, સખી. ૬
શનીવારે શરીર શોભાવોરે. શીખી સદ્ગુણ લાયકી લાવોરે;
રૂડો અવસર આવ્યો છે આવો, સખી. ૭
સાતેવાર કહ્યા છે તે સારારે, નથી તેમાં તો કોઇ નઠારારે;
જશે નર્કે નિંદા કરનારા, સખી. ૮
શિખામણ દીધી સમજુને કામેરે, સ્થિર થઇને સુણો શુભ ઠામેરે;
દીધી દિલ થકી દલપતરામે, સખી. ૯

---

## ગરબી ૬ ટ્ઠી.

### તિથિઓની ગરબી.

"સખી પડવેના પડીઆ પંથ, નાથજી નાઆરે." એ રાગ.

સખી પડવે તે પહેલો દિન, અંતરે આણોરે,
બધું ઇશ્વરને આધીન, જગત આ જાણોરે. ૧
સખી બીજે બીજી વાત, સાંભળો શાણીરે,
જો આ ઉપજાવ્યા જાતજાત, પ્રભુએ પ્રાણીરે. ૨
સખી ત્રીજે તું કર તોલ, તેનો વપારીરે,
કેવા બળીઓ તે સાચું બોલ, એ અવિનાશીરે. ૩
સખી ચોથે ચિત્ત વિચાર, તું કર તેનોરે,
કેવો મહિમા અપરમપાર, અકળીત એનોરે. ૪
સખી પાંચમે પ્રભુનો પાડ, માનજે મનમાંરે,
જેણે ઝાઝાં બનાવ્યાં ઝાડ, વિધ વિધ વનમાંરે. ૫
સખી છઠ્ઠે છોકરવાદ, છેકજ છાંડોરે,
પ્રભુના ગુણ આણી યાદ, મનમાં માંડોરે. ૬
સખી સાતમે સાચો સ્નેહ, પ્રભુપદ રાખોરે,

જેણ દીધો અમૂલ્ય આ દેહ, ભજપણ ભાખોરે. ૭
સખી આઠમે કહું આમ, સાંભળો સાચુંરે,
ધન, માલ ધરાને, ધામ, કામ છે કાચુંરે. ૮
સખી નોમે થવાનું નાશ, જગત આ જાણોરે,
એક ઇશ્વરનો વિશ્વાસ, અંતર આણોરે. ૯
સખી દશમે દેશ વિદેશ, જન સૌ જે છેરે,
સગા સર્વે સંબંધી વિશેષ, આપણા એ છેરે. ૧૦
સખી અગિઆરશે તો એમ, સમજીને સંપોરે,
કોઇનો દ્વેશ કરીએ કેમ, ઉપજે અજંપોરે. ૧૧
સખી બારશે જે જે બોલ, બોલીએ બાઇરે,
તેનો પ્રથમ તપાસીએ તોલ, તેમાં ભલાઇરે. ૧૨
સખી તેરશે તેનો તપાસ, કેમ ન કરીએરે,
આપ્યો ઇશ્વરે બુદ્ધિ ઉજાસ, સાર સંઘરીએરે. ૧૩
સખી ચૌદશે ચતુરાં ચિત્ત, ચેતી વિચરજોરે,
જેમાં હોય તમારૂં હિત, કામ તે કરજોરે. ૧૪
સખી પૂનમે પુન્યને પાપ, ગાંઠે ગણાશેરે,
ઉર એમ સમજજો આપ, તો સુખ થાશેરે. ૧૫
આવે અંધારીયામાં અમાસ, માસને અંતેરે,
દલપત્ત પ્રભુનો દાસ, વિનવે અત્યંતેરે. ૧૬



## ગરબી ૭ મી.

### બાર મહિનાની ગરબી.

" તજો તમે કેફ કરમ કરવું. " એ રાગ.

બોલો બારમાસ હવે બાઇ, ગણો ગુણ ઇશ્વરના ગાઇ; બોલો. ટેક.

રે કારતકે વરસ નવું કહીએ, રાજી રાજી અંતરમાં રહીએ;
ચિતે સારૂં સર્વ તણું ચહીએ, બોલો. ૧
રે માગશરે મનમાં તમે રાચો, શિયાળાનો માસ બીજો સાચો;
કાયા ધ્રુજાવામાં નથી કાચો, બોલો. ૨
પોષે પ્રભુને ભજજો પ્રીતે, વળી ચતુરાઈ ધરો ચિત્તે;
રહો સુખી સર્વે રૂડી રીતે, બોલો. ૩
માહે શીખ માની લેજો મનમાં, જરૂર તમે જશ પામશો જનમાં;
તથા સુખ ઊપજશે તનમાં, બોલો. ૪
ફાગણમાં ફૂલ ફુલ્યાં ભાળો, આવ્યો હવે આજથી ઉન્હાળો;
તપે તાપ છત્રી વડે ટાળો, બોલો. ૫
રે ચૈતરે ચેતો તમે ચિત્ત, નમો પરમેશ્વરને નિત્યે;
કરો પરમાર્થ પૂરી પ્રિતે, બોલો. ૬
વૈશાખે વાવલીઆ વાશે, વળી ગાઝી કેરીઓ વેડાશે;
વંટોળીઆ વનમાં દેખાશે, બોલો. ૭
જેઠે તો જાંબુડીઓં પાકી, દાડમને દ્રાખમાં શી બાકી;
તેને લોકો લેછે તાકિ તાકી, બોલો. ૮
આષાડે તો ચોમાસું આવ્યું, ગડુડાટે બ્રહ્માંડ ગરજાવ્યું;
બીછાનું લીલું ભોંય બીછાવ્યું, બોલો. ૯
શ્રાવણ તો સૃષ્ટી શોભાવે, મેળામાં મન જવા લલચાવે;
ઘણા લોકો ગાડીઓ દોડાવે, બોલો. ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે, છતે નવા છોડ ઘણા છાજે;
કર્યા પ્રભૂએ આપણ કાજે, બોલો. ૧૧
આસોમાં દશરા દીવાળી, ભલી ભલી સૌ કહેછે ભાળી;
ગાઓ રૂડાં ગીત પાડો તાળી, બોલો. ૧૨

બારે માસે વર્ષ થયું પૂરૂં. એમાં નથી કાંઇએ અધૂરૂં;
ભાસે સુખ દુઃખથી ભલું બુરૂં, બોલો. ૧૩
ત્રીજે વર્ષ માસ અધિક આવે, શાણા તેનું કારણ સમજાવે;
ભક્તિ ભલી દલપતને ભાવે, બોલો. ૧૪



## गरबी ८ मी.

### જુઇના છોડની ગરબી.

"મારૂં સોનાનું છે બેડું રે છેલ છબીલા છોગાળા." એ રાગ.

સખી જો આ સુંદર શોભેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
જોઇ લોકોના મન લોભેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૧
છે દેખીતીતો છોટીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
ગુણ ગણતાં તો છે મોટીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૨
વડી વસ્તીમાં વખણાઇરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
છે બાળકી જેવી બાઇરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૩
સૌ જન કહે સારી સારીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
કહિયે કોઇ દેવ કુમારીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૪
વનિતાને લાગે વ્હાલીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
નથિ ઠાઠ જણવતી ઠાલીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૫
નથિ કહેતું કોઇ નઠારીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
નિરખી હરખે નરનારીરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૬
એવી પૂત્રી જે જન પામેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
જગમાં તેનો જશ જામેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૭
જુઇ ઠરજો સુખી સૌ ઠામેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી;
દીધી આશિષ દલપતરામેરે, ફુલવાડીમાં જુઇ ફૂલી. ૮



## ગરબી ૯ મી.

### બાળકીઓને શીખામણ.

"સાંભળો સાહેલી" એ રાગ.

સુએ શીખો શીખામણ સારી, સુણો બાઇ બેનડીયો;
લેજો અંતરમાં ઉતારી, સુણો બાઇ બેનડીયો. ૧
સજજો શરિરે સુઘડાઇ, સુણો બાઇ બેનડીયો;
તજજો ગફલત ગંદાઇ, સુણો બાઇ બેનડીયો. ૨
રાખશો નહિ હઠનો હેવા, સુણો બાઇ બેનડીયો;
માત તાતની સજજો સેવા, સુણો બાઇ બેનડીયો. ૩
જજો નહાનપણથીજ નિશાળે, સુણો બાઇ બેનડીયો;
તેથિ વધશે બુદ્ધિ વિશાળે, સુણો બાઇ બેનડીયો. ૪
ભણતર ભણજો ભલિ ભાતે, સુણો બાઇ બેનડીયો;
જનમાં વખણાશો જાતે, સુણો બાઇ બેનડીયો. ૫
નિત્ય નિત્ય તમે વાંચજો નીતિ, સુણો બાઇ બેનડીયો;
પ્રભુ ઉપર રાખજો પ્રીતિ, સુણો બાઇ બેનડીયો. ૬
તેથી થશે કલ્યાણ તમારૂં, સુણો બાઇ બેનડીયો;
સંસારમાં સુખ લેશો સારૂં, સુણો બાઇ બેનડીયો. ૭
પર લોકમાં પ્રભુને પ્રતાપે, સુણો બાઇ બેનડીયો;
ઉત્તમ પદ પામશો આપે, સુણો બાઇ બેનડીયો. ૮
તમે લડશો નહીં લડાઇ, સુણો બાઇ બેનડીયો;
તેથી પામશો જગમાં વડાઇ, સુણો બાઇ બેનડીયો. ૯
મન ગંભીર રાખજો મોટું, સુણો બાઇ બેનડીયો;
ખરે અભિમાન જાણજો ખોટું, સુણો બાઇ બેનડીયો. ૧૦
વળિ વિનયનાં શીખજો વેણાં, સુણો બાઇ બેનડીયો;

મુખ કોઇને ન મારશો મેણાં, સુણો બાઇ બેનડીયો. ૧૧
સમજણ સમજૂને કામે, સુણો બાઇ બેનડીયો;
દિધિ દીલથી દલપતરામે, સુણો બાઇ બેનડીયો. ૧૨



## गरबी १० मी.

### સારાં નરસાં સંતાનો વિષે.

"આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી" એ રાગ.

વિશ્વ તણી છે વિચિત્ર રચના, કળિ ન શકે કવિ કોઇજી;
અવલોકન કરતાં તો અચરજ, જરૂર ઉપજે જોઇજી. ૧
સુપાત્રનાં સંતાન સુપાત્રો, દુનિયામાં મેં દીઠાંજી;
કોમળ કેળે નીપજે કેળાં, મહા મનોહર મીઠાંજી. ૨
કડવી લીંબડાનાં હોય કડવાં—ફળ એમાં શું કહેવુંજી.
એથી ઉલટું પણ નિપજે છે, હૃદયે સમજી રહેવુંજી. ૩
કુપાત્રની કાયાથી ઉપજે, સુપાત્ર પણ સંતાનોજી;
ઉદાહરણ એનાં આપું છું, મનાય તો તે માનોજી. ૪
ગુલાબનો છે છોડ સકંટક, ફુલ મૃદુલ* કેમ ફુલ્યાંજી;
જાણું છું જે જન્મજ ધરતાં, ભોળપણાથી ભુલ્યાંજી. ૫
સુપાત્રનાં સંતાન કુપાત્રો, કવિજન કહિ દેખાડેજી;
દ્રાખ ખજૂર તણો સુતદારૂ, જનની બુદ્ધિ બગાડેજી. ૬
ખારા જળની માછલડી થઇ, મુકતાફળની માતાજી;
જોતાં જેની કાંઇ ન કીમત, પુત્ર થયા પ્રખ્યાતાજી. ૭
વડાઇ પામ્યો છે વડલો પણ, તેને ઉપજ્યા ટેટાજી;
કહો સખી તે કેમ થયા નહીં, બાપ બરાબર બેટાજી. ૮

---

* મૃદુલ—કોમળ

એક બાપનાં બે સંતાનો. એક નરસું એક સારૂંજી;
સ્નેહ સહિત તું સાંભળ સજની. તે હું હવે ઉચ્ચારૂંજી. ૯
દીપકથી ઉપજેલાં દીસે, કાજળ ને અજવાળુંજી;
એક ઘરનું અંધારૂં ટાળે, એક કરે ઘર કાળુંજી. ૧૦
એરંડે એરંડી ઉપજે, કેરડે ઉપજે કેરાંજી;
હલકી જાત તણાં એમ હલકાં, ઘેર ઘેર હોય ઘણેરાંજી. ૧૧
આંબાને લાયક ફળ ઉત્તમ, કેરી જેવાં કહીએજી;
પણ ઇશ્વર ઇચ્છાએ ઉપજે, સમજીને તે સહીએજી. ૧૨
સુધારવામાં કસુર ન કરવી, પોતાનાં સંતાનોજી;
તેમ કરતાં જો સુધરે નહીં તો, ઇશ્વર ઇચ્છા માનોજી. ૧૩
કાંટા તનમાં કરવા ધારત, તો તે કરત કદાપીજી;
પાડ ગણો પ્રભુનો જે એણે, ઉત્તમ કાયા આપીજી. ૧૪
ઠીક એના અંતરમાં ઠરીયું, તેમ રચ્યું તે ઠામેજી;
એમ સમજી ઉચાટ મટાડયા, દિલથી દલપતરામેજી. ૧૫



## ગરબી ૧૧ મી.

### કાતર, ગજ, અને સોયની ગરબી.

"ધન્ય અંબે માત વશીયાં ડુંગરમાંયરે જાયગા જોઇને" એ રાગ;

સુણ દરજીડા કાતર ગજ ને સોય તણા ગુણ હું કહું;
અચરજ ઉપજે જોઇ, જગતની રીત, રૂદે સમજી રહું. ટેક.
તે ત્રણ રહેછે ઘેર તારે, પણ જુદા સ્વભાવ સદા ધારે;
તેને ટેવ પડી જનમ્યાં જ્યારે; સુણ દરજીડા. ૧
કાતર કેવી ભુંડા ભાળી, તે પેટ વિષે રાખે પાળી;
સાજાં, ભાગ્યાં કરવાવાળી, સુણ દરજીડા. ૨

જે સૂત્ર તણા તંતુ દરસે, સજ્જીસંધ સદા સ્થિર થઈ ઠરશે;
કાતર તેને જૂદા કરશે, સુણ દરજીડા. ૩
હવે ગજના ગુણ કહું છું જે છે, બદ સલાહ કાતરને દેછે;
પછિ પોતે તો અળગો રહેછે, સુણ દરજીડા. ૪
આ જગમાં જેના ગુણ એવા, કહીએ તેને કપટી કેવા;
એતો લબાડ લેખે ગણિ લેવા, સુણ દરજીડા. ૫
એણે જગથી ઉલટું નામ ધર્યું. માટે જગથી ઉલટું કામ કર્યું;
એને લાયક એ ઠીક ઠર્યું, સુણ દરજીડા. ૬
જગમાં જે જેવા ગુણ ધરશે, તેવું લોક વિશે લાયક ઠરશે;
સજ્જન તો દુરગુણથી ડરશે, સુણ દરજીડા.
એવા જનને ઓળખી લઈએ, તેને દીલની વાત નહીં દઈએ;
દઈએ તો અતિ દુખિયાં થઈએ, સુણ દરજીડા. ૮
એવાને કોઇ આંગળી આપે, તો કપટ કરી તરતજ કાપે;
માટે અર્થ સરે અળગાં થાપ્યે, સુણ દરજીડા. ૯
જો સોય બિચારી સારી છે, તૂટ્યાં સાજાં કરનારી છે;
ગુણવંતી નામે નારી છે, સુણ દરજીડા. ૧૦
તેવી છે પણ ગુણ દેવાને, સમજાવે સંપી રહેવાને;
આવકારજ દેવો એવાને, સુણ દરજીડા. ૧૧
કુળ એકજ કાતર સોય તણું, પણ કામ જુદું કરનારી ગણું;
ગુણ* વિનાની એક ગુણવાળી ગણું, સુણ દરજીડા. ૧૨
તેં પણ અંતરમાં અભિલાખી, શિર ઉપર સોય† ધરી રાખી;
ગજ કાતરને નીચાં નાંખી, સુણ દરજીડા. ૧૩
અણુસમજુ જન વિશ્વાસ કરે, સમજુ તો દિલમાં સમજી ડરે;

* ગુણ—દોરા † દરજી સોયને પાઘડીમાં ખોસે છે.

નિજ અર્થે સરે અળગાંજ ધરે, સુણ દરજીડા. ૧૪
એમ કર્તારે ઉપયોગિ કર્યાં, તેથકી નકામાં તે ન ઠર્યાં;
દલપતરામે દિલમાંહિ ધર્યાં, સુણ દરજીડા. ૧૫

## ગરબી ૧૨ મી.

### સારા નરસા જન્મ વિષે.

"મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે." એ રાગ.

જન ભલાએ ભૂતળમાંય, ધન્ય જનમ ધરિયા;
જે જુલમી જનો જણાય, એ શિદ અવતરિયા. ૧
જેણે કીધાં રૂડાં કામ, ધન્ય જનમ ધરિયા;
ન રહ્યું જેનું નિશ્ચળ નામ, એ શિદ અવતરિયા. ૨
જેણે સેવ્યાં મા ને બાપ, ધન્ય જનમ ધરિયા;
જેણે સૌના લીધા શાપ, એ શિદ અવતરિયા. ૩
જેણે પાળ્યાં માણસ પાંચ, ધન્ય જનમ ધરિયા;
જેણે લોભે લીધી લાંચ, એ શિદ અવતરિયા. ૪
જેણે ધરી ધરમની રીત, ધન્ય જનમ ધરિયા;
જેની પાપ ઉપર બહુ પ્રીત, એ શિદ અવતરિયા. ૫
જેણે સૌને કીધાં સુખ, ધન્ય જનમ ધરિયા;
દુનિઆંને દીધાં દુઃખ, એ શિદ અવતરિયા. ૬
જેણે દીધો સદૈવ સુબોધ, ધન્ય જનમ ધરિયા;
જેણે કર્યો ગરિબપર ક્રોધ, એ શિદ અવતરિયા. ૭
જેનાં વિધ વિધ થાય વખાણ, ધન્ય જનમ ધરિયા;
જેણે પરના લીધા પ્રાણ, એ શિદ અવતરિયા. ૮
જેણે દયાથિ દીધાં દાન, ધન્ય જનમ ધરિયા;
જે નિરલજ ને નાદાન, એ શિદ અવતરિયા. ૯

જે પ્રજા તણા પ્રતિપાળ, ધન્ય જનમ ધરિયા;
જે ચોર થયા ચંડાળ, એ શિદ અવતરિયા. ૧૦
સતવાદી શાણા શેઠ, ધન્ય જનમ ધરિયા;
જેણે પાપે ભરિયાં પેટ, એ શિદ અવતરિયા. ૧૧
જેની તનમન સારી ટેવ, ધન્ય જનમ ધરિયા;
ન ભજ્યા દલપતનો દેવ, એ શિદ અવતરિયા. ૧૨

## गरबी १३ मी.

### કપાસના છોડની ગરબી.

"સૈયર શું કહું રે, મારે નંદકુંવરશું નેહ." એ રાગ.

છોટો છોડ છે રે કહીએ જેનું નામ કપાસ;
કામ કેવું કરે રે, તેનો કરિયે આજ તપાસ. ૧
ફળ તેનાં જુઓ રે, કાલાં ઘેલાં તે કહેવાય;
પણ પરમારથી રે, દુનિઆમાં કેવાં દેખાય. ૨
પોતે પેટમાં રે, નિશ્ચે રાખે છે નરમાશ;
મન મેલું નહીં રે, અંતરમાં અતિશે ઉજળાશ. ૩
કોઇ પ્રકારનો રે, કાયામાં નહિ કાંટો લેશ,
સારી સૌ થકી રે, દીસે કીર્તિ દેશ વિદેશ. ૪
સંકટ બહુ સહી રે, લોકની રાખે છે તે લાજ;
તોપણ તે કદી રે, પોતે રાખે નહીં પતરાજ. ૫
મોટાઇ નવ મળે રે, છોટો થઇને રહે છે છેક;
જોડ જડે નહીં રે, એના જેવી જાતજ એક. ૬
વૃક્ષ બીજાં વડાં રે, ઊંચાં વધિયાં જેનાં અંગ;
પર ઉપકારમાં રે, રાખે કોઇ ન એવો રંગ. ૭
વસ્ત્રરૂપે થઇ રે, કેવી ઢાંકે જનની કાય;

કાગળ રૂપ થઇરે, જનના સંદેસા લઇ જાય. ૮
પાનાં પોથીઓરે, ગુરૂ થૈ આપે જનને જ્ઞાન;
દોરી દોરડાંરે, પાશે તરશાને જળપાન. ૯
કાયા ધરી કરેરે, એવાં ઉત્તમ કામ અનેક;
ગુણ તેના ઘણારે, એકથી ચડીઆતો છે એક. ૧૦
મોટો માનીએરે, જેના ગુણ મોટા જગ માંહી;
પ્રૌઢ વધી પડ્યારે, એતો અલ્પજ ગણવા આંહી. ૧૧
તનુધર ધન્ય છેરે, જેનો અતિ જગમાં ઉપયોગ;
ધર્મ રૂડો ધરેરે, આપે સૌ જનને ઉદ્યોગ. ૧૨
નિયમો નીતિનારે, જગમાં જેહ વડે સચવાય;
શોભા સર્વનીરે, દુનિઆમાં જેથી દેખાય. ૧૩
ગુચ્છ ગુલાબનારે, મનમાં લાવે વ્યર્થ ગુમાન;
જો આ જગતમાંરે, શોભે કોણ કપાસ સમાન. ૧૪
બીજા બધા વિનારે, બહુ દિન ચલાવતાં ચલવાય;
પણ જેના વિનારે, રજની દિન પણ નવ રહેવાય. ૧૫
શઢ રૂપે થઇરે, સાગરમાં સંચારે વહાણ;
કેટલાં હું કહુંરે, એના કૃત્યનાં વિવિધ વખાણ. ૧૬
જનમી જગતમાંરે, કરશે એવાં ઉત્તમ કામ;
તેને તો સદારે, દેશે આશિષ દલપતરામ.

## गरबी १४ मी.

### પરોપકારી વાદળી વિષે.

"વગળો રહે વરણાગીયા." એ રાગ.

હાંરે આવ વહાલી વિવેકી વાદળી, હાંરે તું તો મર્મના મંત્રની
માદળી છેરે. વહાલી૰ ટેક.

હાંરે મુંડી સાંચે તુંતો આઠ માસમાં;
હાંરે એતો છાની રાખેછે આકાશમાં જીરે. વહાલી૦ ૧
હાંરે વેળા વાવરવાની એક આવશે;
હાંરે એવું ડહાપણુ તું દીલમાં લાવશે જીરે. વહાલી૦ ૨
હાંરે વેળા આવે એવી જે વારમાં;
હાંરે દીલ રાખે ઉદાર માસ ચારમાં જીરે. વહાલી૦ ૩
હાંરે એક દહાડે એકદમ નથી આપતી;
હાંરે રહે આપવાનો અનુમાન માપતી જીરે. વહાલી૦ ૪
હાંરે કરકસર એવી તું કયાં ભણી;
હાંરે ગુણવંતી તે ગુણુથી તને ગણીજીરે. વહાલી૦ ૫
હાંરે તારા જેવા પ્રધાન જોઇએ રાયને;
હાંરે જોઇએ એવી અર્ધાંગના બધાયને જીરે. વહાલી૦ ૬
હાંરે નથી સૂમની સમાન ડાટી રાખતી;
હાંરે કાંઇ નકામું નથી કાઢી નાખતી જીરે. વહાલી૦ ૭
હાંરે આપતાં તું અભિમાન નથી આણુતી;
હાંરે જોઇ તને નમ્રતાનો ગુણ જાણુતી જીરે. વહાલી૦ ૮
હાંરે મુંડી સત્ય માર્ગે તેં મેળવી;
હાંરે કહિયે કેવી રીતે તેં કેળવી જીરે. વહાલી૦ ૯
હાંરે શિખે તારી શીખામણુ સુંદરી;
હાંરે તતો હોંશીઆર ને ગણાય કુંવરી જીરે. વહાલી૦ ૧૦
હાંરે ધન્ય ધન્ય તારી ચતુરાઇને;
હાંરે ભલે પામી પ્રસિદ્ધ વડાઇને જીરે. વહાલી૦ ૧૧
હાંરે જળ સાચવ્યાની રીત તારી જોઇને;
હાંરે મળે સારી શીખામણુ કોઇને જીરે. વહાલી૦ ૧૨

હાંરે વારે વારે વખાણું તારા કામને;
હાંરે દીલ ભાવી તું દલપતરામને જીરે. વહાલી૦ ૧૩

## गरबी १९ मी.

### પરોપકારી બાઈ રૂપી વાદળીની ગરબી.

"શીવજી શેરીયારે." એ રાગ.

દયાથી દેછે જીવનદાન, વહાલી વાદળીરે;
કર્યું તે નિજ જીવન કુરબાન, વહાલી વાદળીરે. ૧
ભલે તું પામી ઉંચો અધિકાર, વહાલી વાદળીરે;
અખિલ જગપર તારો ઉપકાર, વહાલી વાદળીરે. ૨
થઇ તું સૌની માત સમાન, વહાલી વાદળીરે;
કરાવે તું સૌને પયપાન, વહાલી વાદળીરે. ૩
જગતમાં જો તુજ તન ન જણાય, વહાલી વાદળીરે;
અખિલ જગ આકુળ વ્યાકૂળ થાય, વહાલી વાદળીરે. ૪
શશિ સૂરજ તુજથી શરમાય, વહાલી વાદળીરે;
માટે તુજ ઓથે સંતાય, વહાલી વાદળીરે. ૫
દીઠા તુજ પાસેથી લેઇ દાન, વહાલી વાદળીરે;
કરે કંઇ દાન મેળવવા માન, વહાલી વાદળીરે. ૬
કદી તુજ પાસેથી ન પમાય, વહાલી વાદળીરે;
સરોવર સરિતા પણ સૂકાય, વહાલી વાદળીરે. ૭
વને છે વનસ્પતિનો વાસ, વહાલી વાદળીરે;
જિવન તે જાચે તારી પાસ, વહાલી વાદળીરે. ૮
તપી પરવત પામે પરિતાપ, વહાલી વાદળીરે;
કરે તેને તું શીતળ આપ, વહાલી વાદળીરે. ૯
કરૂં જ્યાં દૃષ્ટી ત્યાં તુજ કામ, વહાલી વાદળીરે;

નથી તેં રાખ્યો ઠાલો ઠામ, વહાલી વાદળીરે. ૧૦
કહું તે ધન્ય જગત કરતાર, વહાલી વાદળીરે;
ભલે આપ્યો તુજને અવતાર, વહાલી વાદળીરે. ૧૧
દિસે જે અનેકનો આધાર, વહાલી વાદળીરે;
સદા તે જીવો જન સરદાર, વહાલી વાદળીરે. ૧૨
દિસે નહાની પણ મોટું દીલ, વહાલી વાદળીરે;
સમાયું તેમાં ઘણું સલીલ,† વહાલી વાદળીરે. ૧૩
સદા નિશ્ચળ રહેજો તુજ નામ, વહાલી વાદળીરે;
દિલે એમ ઇચ્છે દલપતરામ, વહાલી વાદળીરે. ૧૪

## गरबी १६ मी.

### વિવેકી વડવાઈ વિષે.

"હરિ દૂધ પિયો, ને મને જાવાદો." એ રાગ.

તું વડી વિવેકી વડવાઇ, ગુણ કહું છું તારા હું ગાઇ,
તું સજ્જનને પણ શીખામણ દેનાર; તું વડી વિવેકી વડવાઇ. ૧
તેં ઉત્તમ કુળ અવતાર ધર્યો, તે સદ્ગુણથી ભવ સફળ કર્યો;
તું શાણી છે, એમ સૌ જાણે સંસાર, તું વડી વિવેકી૦ ૨
પૃથ્વીપર સાસરીયું પામી, જ્યાં મૂળ ઉંડાં કરીને જામી;
વળિ વિશ્વપતિએ વિસ્તાર્યો વિસ્તાર, તું વડી વિવેકી૦ ૩
તારા વૃદ્ધ પિતાને દુઃખ પડિયું, મૂળ ઊંડું હતું તે ઉખડીયું;
ત્યારે તેં તેને આપ્યો સારો આધાર, તું વડી વિવેકી૦ ૪
તેં નામ પિતાનું અમર કર્યું, અમૃત તુજ પાસ અખંડ ભર્યું;
તું કુળમાં ખામી લાવી નહીં લગાર, તું વડી વિવેકી૦ ૫
આશ્રય પશુ પક્ષીને આપ્યો, જાણે થંભ ધરમનો તેં થાપ્યો;

† સલીલ=પાણી.

તેં ચિતમાં ચોખો એજ ધર્યો વિચાર, તું વડી વિવેકી० ૬
સાસરીયું પણ તેં શોભાવ્યું, આશ્રય પામ્યું જે કોઇ આવ્યું;
તને ભાળી જગમાં ભલાઈનો ભંડાર, તું વડી વિવેકી० ૭
કદી કાંટો કોઇને નવ માર્યો, તપતો આવ્યો તેને ઠાર્યો;
હરઘડીએ આપું સાબાશી હજાર, તું વડી વિવેકી० ૮
તેં નમ્રપણું ધરથી રાખ્યું, તેં ઉદ્ધતપણું કાઢી નાંખ્યું;
તેથી ઉત્તમ આવો તું પામી અધિકાર, તું વડી વિવેકી० ૯
તને જગમાં સૌ જન જાણે છે, વિદ્વાન વિશેષ વખાણે છે;
તને સારી ગણશે સૃષ્ટી સરજનહાર, તું વડી વિવેકી० ૧૦
તને જો કોઇએ કષ્ટી દીધી, તેં પંડ અખંડ ક્ષમા કીધી;
તેં દુખ નહીં ધરતાં દિલ રાખ્યું ઉદાર, તું વડી વિવેકી० ૧૧
સૌ સજજન તુજ ગુણ જાણે છે, વળિ વિવિધ પ્રકાર વખાણેછે;
ગુણવંતી તારા ગુણ શું ગણે ગમાર. તું વડી વિવેકી० ૧૨
છે કંઈક કપુત ઘણા એવા, નથી સજતા માત પીતા સેવા;
વળી નામ પિતાનું બોળે જળ મોઝાર, તું વડી વિવેકી० ૧૩
તું સ્થિર ઠરજે બહુ આ ઠામે, દીધી આશીષ દલપતરામે;
તારો અધિક ભલો છે, અમ ઉપર આભાર. તું વડી વિવેકી. ૧૪

## गरबी १७ मी.
## શેલડીની ગરબી.

"કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડીરે." એ રાગ.

સુણ શેલડી તું શાણી ઘણીરે,
કરે છે તું ગુપત ઉપકાર, ઉપકારી તું સાચી શેલડીરે;
નથી ફૂલ કરીને ફૂલતીરે;
તારા ચિત્તના ચોખા વિચાર. ઉપકારી० ૧

નથી દુનિઆને ફળ દેખાડતીરે;
ઊંચાં લટકાવી આકાશ, ઉપકારી૦
તારાં ફળ ગોળ, સાકર, ખાંડ છેરે;
પણ દેખે ન કોઇ તુજ પાસ. ઉપકારી૦ ૨
દાન આપી કહી દેખાડવું'રે;
તેતો કીરતિ દાન કહેવાય, ઉપકારી૦
પ્રભુ પ્રિતે જરૂર દાન જે કરેરે;
તે તો કોઇથી ન જાણ્યું જાય. ઉપકારી૦ ૩
ફૂલ કરીને જે ફળ દાન દેરે;
ઠળીઆ છોતરાં તે માંહી, ઉપકારી૦
તારી પેઠે ગુપતદાન જે કરેરે;
તેમાં કસ્તર ન મળે કાંઇ. ઉપકારી૦ ૪
નથી બુય મોટાઇ દેખાડતીરે;
દીસે દુરબળ તારો દેહ, ઉપકારી૦
નથી કાંટો કાયામાં રાખતીરે;
તેથી પામી તું સૌનો સ્નેહ. ઉપકારી૦ ૫
મોટા મોટા તરૂમાં નથી માલતીરે;
સદા વશી એરંડા સાથ, ઉપકારી૦
પણ નીચો સ્વભાવ લીધો નહીં'રે;
એમ હૈડું રાખ્યું તેં હાથ. ઉપકારી૦ ૬
કયાંથી પામી સરસપણું પંડમાંરે;
જોતાં અચરજ જેવું જણાય, ઉપકારી૦
કેરી કેળાં આદીક ફળ જે કહું'રે;
તારા ફળની તુલ્ય ન ગણાય. ઉપકારી૦ ૭

મળી સૌની વધારે મીષ્ટતારે,
એનું એવું મેળાપી અંગ; ઉપકારી૦
જીવ મેળવી લે જ્યાં જાય ત્યાં રે;
સૌને સારો લાગે તેનો સંગ; ઉપકારી૦ ૮
કોઇ ગરીબ ગુપતદાન તો કરેરે,
કરે મોટા તો પામવા માન; ઉપકારી૦
જેમ વરસાદ જળનું દાન દે રે,
ગાજે ઊંચે ચઢી આશમાન; ઉપકારી૦ ૯
જે કોઇ જગત વિષે જન્મ પામીનેરે,
કરે પર ઉપકારી કામ; ઉપકારી૦
એવા એવાને અંતઃકરણથીરે,
દે છે આશીષ દલપતરામ; ઉપકારી૦ ૧૦

## गरबी १८ मी.

### કેળ વિષે.

"હું વારી જાઉં ઉભાં રહોને અલબેલી" એ રાગ.

રસીલી કેળ રૂડી તું તો ઠકરાણી;
હું વારી જાઉં વાણીએ શું કહું વખાણી. રસીલી૦ ટેક.
બોરડીને થોરડી તો ઠામ ઠામ દીસે;
હાંરે જેને કાંટે વિંધાય બહુ પ્રાણી. રસીલી૦ ૧
બોમડીને કોણ બાગ લાયક ગણે છે;
હાંરે જેની કડવી જાત કહેવાણી. રસીલી૦ ૨
વરખડીને કોણ બાગમાં વાવે;
હાંરે તારા જેવી જરૂરની જાણી. રસીલી૦ ૩
જાયવેલ તો બહુ ફૂલડે ફૂલે;

હાંરે પણ ભૂખ્યાને પાય નહીં પાણી. રસીલી૦ ૪
કાળજું પણ બહુ કોમળ તારૂં;
હાંરે તારી એજ ઉંચી જાતની એંધાણી. રસીલી૦ ૫
નિર્મળ નૌતમ નાજુક નારી;
હાંરે તારી પંડિતોએ ઉપમા પ્રમાણી. રસીલી૦ ૬
જગ સરજનારે તુજને સરજી;
હાંરે એતો અંતાંશે ડહાપણ આણી. રસીલી૦ ૭
મીઠાં મીઠાં ફળ દેનારી;
હાંરે તું તો માનવિયો મધ્ય મનાણી. રસીલી૦ ૮
ફૂલ્યા વિના તું તો ફળ દે છે;
હાંરે તું તો એવી ઉદાર ઇંદ્રાણી. રસીલી૦ ૯
ફૂલી ફૂલીને જે દાન દે છે;
હાંરે તેનું ધર્મ કરમ ધૂળધાણી. રસીલી૦ ૧૦
ફૂલે અધિક પણ ફળ નવ આપે;
હાંરે તેની ફોગટ જાત ફૂલાણી. રસીલી૦ ૧૧
દલપતરામ કહે ગુણ દેખી;
હાંરે તારી લાયકી લેખમાં લખાણી. રસીલી૦ ૧૨

## ગરબી ૧૯ મી.

### આરશીની ગરબી.

"કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડીરે." એ રાગ.

અરે આરશી મેં તને ઓળખીરે;
તું તો શુભ ગુણવંતી ગણાય, સત્યવાદી તું સાચી આરશીરે.ટેક.
તારા આગળ આવી જે ઉભું રહેરે;
જેવું હોય તે તેવું જણાય. સત્ય૦ ૧

તું તો ગુણ દોષ હોય તે દેખાડતીરે;
જેવી સાચે સાચી કહે વાત. સત્ય૦
ભલે હોય તે પોતાનું કે પારકું રે;
તારે પંડે નહીં પક્ષપાત. સત્ય૦ ૨
હોય રાંક કે રાજા ભલે રહ્યોરે;
કોઇનો શરમાવી ન શરમાય. સત્ય૦
બીક દેખાડતાં તું બીન્હે નહીં રે;
લાંચ આપવાથી ન લલચાય. સત્ય૦ ૩
રાગ દ્વેષ તું લેશ નથી રાખતીરે;
માટે રાખે રૂદે કોણ રોષ. સત્ય૦
તું તો નકટાને નકટું કહેરે;
જાણે તે પણ પોતાનો દોષ. સત્ય૦ ૪
પુંઠ પાછળ તું બડબડતી નથીરે;
સાચે સાચું કહે મુખો મુખ. સત્ય૦
તારૂં દીલ સ્વચ્છ દેખતાં દેખાય છેરે,
તેથી દિલમાં ન ધરે કોઇ દુઃખ. સત્ય૦ ૫
તારી આગળ આવીને જે ઉભું રહેરે;
સાચું તેનેજ તું કહેનાર. સત્ય૦
નથી બીજા વિષે તું કંઇ બોલતીરે;
એવો નિયમ ધર્યો તેં નિરધાર. સત્ય૦ ૬
તારી સત્યતાને સૌ ચહાયછેરે,
હોંશે હોંશે ઝાલે તને હાથ. સત્ય૦
નાનાં મોટાં અને રાંક રાયનેરે,
સૌને ગમે છે તારો સાથ. સત્ય૦ ૭

તારા સત્ય ઉપર કોપ જે કરેરે,
તેને લોક કરે ધિક્કાર. સત્ય૦
તેને મોટો મુરખ ગણે માનવીરે,
પક્ષ તારો તાણે નરનાર. સત્ય૦ ૮
વાંક તેનો ગણાય આ વિશ્વમાંરે;
કોઇ તારો વદે નહીં વાંક. સત્ય૦
તું તો સાચી ઠરી સંસારમાંરે;
એતો અચળ ખરેખરો આંક. સત્ય૦ ૯
શુદ્ધ બુદ્ધિથી સાચું જે કહેરે;
રાખી નિરમળ મન તુજ તુલ્ય. સત્ય૦
તેને રીઝે તેનો કર્ત્તા ધણીરે;
એવો ગુણ સત્યતાનો અમુલ્ય. સત્ય૦ ૧૦
કવિ કોવિદ વિચારીને કહેરે,
તારી સત્યતાને સાબાશ. સત્ય૦
કૃપા કરે કૃપાળુ નાથજીરે,
આપે ગુણ એવો અવિનાશ. સત્ય૦ ૧૧
વારેવારે પ્રભુજીને વિનવીરે,
વળી પ્રેમે કરીને પ્રણામ. સત્ય૦
તારી તુલ્ય સદ્ગુણ સત્યતા તણીરે;
માગે દિન દિન દલપતરામ, સત્ય૦ ૧૨

## गरबी २० मी.

### નઠારાં ગીત ન ગાવા વિષે.

"મારૂ સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા" એ રાગ.

જેનિ અંદર અર્થ નઠારોરે, ગીત નઠારાં નવ ગાઇએ;

સુણિ સુણિને સત્ય વિચારોરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૧
જેમાં નહિ નીતિનો સ્વાદરે, ગીત નઠારાં નવ ગાઇએ;
બાઇઓ તેતો બકવાદરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૨
શિદ મૂખ દુખવીએ ઠાલું રે, ગીત નઠારાં નવ ગાઇએ;
વિપરીત મતીને તે વહાલું રે, ગીત નઠારાં નવ ગાઇએ. ૩
એવાં શીખવે ગીત સુતાનેરે, ગીત નઠારાં નવ ગાઇએ;
ધિક તેવાં માત પિતાનેરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૪
સારા જન તો શરમાયરે, ગીત નઠારાં નવ ગાઇએ;
એતો સુણતાં ઉઠી જાયરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૫
એતો માત પિતાનો વાંકરે, ગીત નઠારાં નવ ગાઇએ;
એતો જાણો આડો આંકરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૬
જો સૌનું સારૂં ધારોરે, ગીત નઠારાં નવ ગાઇએ;
નવ રાખો ચાલ નઠારોરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૭
જેમાં હોય ઇશ્વરનું નામરે, ગીત નઠારાં નવ ગાઇએ;
પણ અનીતિ ઠામો ઠામો ઠામરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૮
એથિ ઉપજે અસર નઠારીરે, ગીત નઠારાં નવ ગાઇએ;
ચિત ધરજો ચતુર વિચારીરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૯
નીતિથી ઉલટું જેહ રે, ગીત નઠારાં નવ ગાઇએ;
ઇશ્વરને ન ગમે એહરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૧૦
સુધરે નહિ અંતઃકરણરે, ગીત નઠારાં નવ ગાઇએ;
આવે નહીં સદ્ આચરણરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૧૧
કહો તે ગાઇએ શે કામરે? ગીત નઠારાં નવ ગાઇએ;
દાખે છે દલપતરામરે, ગીત નઠારાં નવ ગાઇએ. ૧૧

—※—

## गरबी २१ मी.

### મીઠા બોલી મેના વિષે.

"મોહનરે મોહી તારે લટકે." એ રાગ.

મેંનારે મીઠી તારી વાણી, મીઠી તારી વાણી, માનવીએ પ્રમાણી.
જાત તારી જોતાં જનથી છે જુદી, પણ તું પામી મોટું માન; મીઠી.
હોય પક્કા પુરા પંડીત તે પણ, કહેણ ધરે તારાં કાન. મીઠી. ૧
ભાગ્ય ભલું તેથી તું થઇ ભણેલી, નહીં તો તું રખડત રાન; મીઠી.
વણ ભણેલી ઘણી વનમાં વસે છે, કોઇ ન ગણે ગુણવાન. મીઠી. ૨
ભણતરમાં ભલો લાભ મેં ભાળ્યો, આ જોઇ તુજ અધિકાર; મીઠી.
શોભીતું પીંજર વસવાને સોંપ્યું, ઉત્તમ આપે અહાર. મીઠી. ૩
ચાકરી તારી કરે જન ચાકર, પાણી લાવી તને પાય; મીઠી.
એવડો માલ છે તુજમાં શો મોટો, કામ તો કાંઇ ન થાય. મીઠી. ૪
મધુરભાષણ કરવા શીખી મુખથી, એ ગુણ તુજમાં છે એક; મીઠી.
સૌ સાથે સ્નેહ તેથી થાય તારે, આપે છે માન અનેક. મીઠી. ૫
પૂરાં વખાણ આ પુરમાં તું પામી, હૈડાં તેં સૌનાં હરેલ; મીઠી.
વસ્તી બધીને તેં વશ કરી લીધી, કામણ જેમ કરેલ; મીઠી. ૬
દેશ વિદેશમાં વાત વંચાઇ, ગુણ ગણાયા ગામો ગામ; મીઠી.
તન તું તજીશ તોપણ અહિં તારૂં, નહિ વિસારે કોઇ નામ. મીઠી. ૭
સદ્‌ગુણ પામીને કુળ તેં શોભાવ્યું, જન વખાણે તારી જાત; મીઠી.
ધન્ય તારો અવતાર ધરામાં, ધન્ય તારાં માત તાત. મીઠી. ૮
રૂપ તારૂં અતિશે નથી રૂડું, નથિ તેં સજ્યા શણગાર; મીઠી.
પણ તેં પૂરો સૌને મોહ પમાડયો, અચરજ એતો અપાર, મીઠી. ૯
નાનાં મોટાં જન નેહે નિહાળે, શો એવો તુજમાં છે સાર; મીઠી.
દિલગીર હોય તેની દિલગીરી છૂટે, ઉચરે જ્યાં તું ઉચ્ચાર મીઠી. ૧૦

બ્હેન બરાબર જન તને જાણે, મન હરખે જોઇ મુખ; મીઠી.
હાકેમ પણ તને હેતે બોલાવે, સાંભળી સ્વર પામે સુખ. મીઠી. ૧૧
ભાઇ ભલો જેણે તુજને ભણાવી, આપ્યો ઉત્તમ ગુણ આમ; મીઠી.
અંતર શુદ્ધથી આશિષ તુજને, દે નિત્ય દલપતરામ મીઠી. ૧૨

## गरबी २२ मी.

### હાથીણીની ગરબી.

"ઓ વાંસલડી વેરણ થૈ લાગી તું વૃજની નારને." એ રાગ.

હો હાથીણી, જાણી મેં તુજને તું ઉત્તમ જાતની;
ગુણ શુભ કુળની, વળી વિશેષે વિગત કહું તે વાતની; ટેક.
તું સીધે પંથ સીધાવે છે, કુતરીઓ ભસવા આવે છે;
પણ તું મનમાં કયાં લાવે છે; હો હાથીણી. ૧
તે બહુ ભસી ભસીને થાકે છે, તું સામો ઉત્તર કયાં દેછે?
ધન્ય ધન્ય તને લોકો કહે છે, હો હાથીણી. ૨
બળ તો બહુ તનમાં તારે છે, તને માવત અંકુશ મારે છે;
તું સહન કરી વિસારે છે; હો હાથીણી. ૩
ભલી છે તારી ગંભીરાઇ, તું બકવા નથી કરતી બાઇ;
તારી કીર્તિ કવિ લોકે ગાઇ; હો હાથીણી. ૪
તું નિશાળમાં નથી પાઠ ભણી, પણ નીતિ છે તુજ માંહિ ઘણી;
તું પુત્રી જાત સજાત તણી, હો હાથીણી. ૫
તારા ગવાય ગુણ ગામે ગામે, તું સુખિ રહેજે ઠામે ઠામે;
દિધી એ આશીષ દલપતરામે, હો હાથીણી. ૬

## गरबी २३ मी.

### નેતરની નમ્રતા વિષે.

"સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબઇ અલબેલી." એ રાગ.

તારા નમ્રપણાને ધન્ય, નેતર નમનારી,
રૂડું માણસ ઇચ્છે મન, તે ચલગત તારી; ટેક
વહેતી નદીના નીર વચ્ચે તું, વસે છે કરીને વાસરે;
પણ પાણીના પૂર તણો તું, તન નથિ ધરતો ત્રાસ. નેતર. ૧
જ્યારે જળનું જોર વધેને, ઘણો કરે ઘુઘવાટરે;
મોટા તરૂનાં મુળ ઉખાડે, તને ન ઊર ઉચાટ. નેતર. ૨
જોર જણાય ઘણું જે વારે, જળમાં તું નમિ જાયરે;
તેનું જોર ઘટે ત્યારે તું, આપે ઊભી થાય. નેતર. ૩
પાતળી સરખી તું પંડે પણ, નમ્રપણું ધરનારરે;
જળમાં તું સુખથી જીવે છે, એ ગુણને આધાર; નેતર.૪
સમય વિચારી સમજી ચાલે, લે સુખ તે આ લોકરે;
ઉદ્ધતપણું અખંડ ન છોડે, ફાંસામાં પડે ફોક, નેતર. ૫
મુળ ગયાં મોટા તરૂવરનાં, નાની તું નિશ્ચિંતરે;
મોટી બુદ્ધિ તુજમાં માનું રૂડી તારી રીત. નેતર. ૬
નમ્રપણું રાખે નિશ્ચે તો, વેરીમાં કરે વાસરે;
અંતરમાં કદિએ નવ ઉપજે, તેને તલપુર ત્રાસ. નેતર.૭
તાડ અને વડ તારી પેઠે, નમ્યા નહીં જો નામરે;
દેશવટો નદીએ તો દીધો, ઠાલો કીધો ઠામ. નેતર. ૮
પવન તને નવ તોડી પાડે, સજોર થઇ સર્વત્રરે;
તેથી તુજને કરીને રાખે, છત્રપતિ શીરછત્ર. નેતર. ૯
સારા જનના ઘરમાં શોભે, ઠરિ તું ઠામો ઠામરે;
નિરખી તુજને નેત્ર ઠરે છે, ધન્ય તુજ નેતર નામ; નેતર.૧૦
જો ફળ ફુલ તો તું નથિ દેતી, દીસે દુર્બળ દેહરે;
પણ તું નમ્રપણાથી પામી, સર્વ જનનો સ્નેહ. નેતર. ૧૧

નમ્રપણું રાખે નરનારી, એ સુખ પામે આમરે;
આ શીખામણ સમજી લેજો, દીલમાં દલપતરામ. નેતર. ૧૨

## ગરબી ૨૪ મી.

### કામઠીની ગરબી.

"ફૂલણજી તમે ફૂલાવ્યા કયમ ફૂલ્યારે ફૂલણજી." એ રાગ.

†શરધરણી તું વિશ્વ વિષે વખણાઈરે, શરધરણી;
તું કમાન નામે કુશળપણે કહેવાઈ; શાણી શરધરણી. ૧
સારા વંશ થકી તું ઉપજી સારીરે, શરધરણી;
વળિ શુભ શિક્ષકથી *સદ્ગુણ લીધો ધારી; શાણી. ૨
તીરની સાથે લગ્ન થયું છે તારૂંરે, શરધરણી;
તે જુગતે જુગતું જોડું શોભ્યું સારૂં; શાણી. ૩
નમી નમીને તેં નરને વશ કીધોરે, શરધરણી;
તુજ સદ્ગુણ વડે ચલાવ્યો તેને સીધો; શાણી ૪
આપીને હિંમત એને ઉસ્કેર્યોરે, શરધરણી;
તેં પ્રવાસ કરવા પ્રીત કરીને પ્રેર્યો; શાણી. ૫
જઈને તેણે તો ત્યાં જશ વિસ્તાર્યોરે, શરધરણી;
નિજ શેઠ તણા શત્રુને રણ સંહાર્યો; શાણી. ૬
ઉત્તમ પરાક્રમી કહેવાયો આપેરે, શરધરણી;
પણ તે તો તારા સદ્ગુણ તણે પ્રતાપે; શાણી. ૭
જો તેને તેં હિંમત હોત ન આપીરે, શરધરણી;
નર તો તે એવું કામ ન કરત કદાપી; શાણી. ૮
જગમાં તુજને હિંમતવાળી જાણીરે, શરધરણી;

† શરધરણી કામઠી. * કામઠીની દોરી.

હું ખરેખરી તો તને કહું ક્ષત્રાણી; શાણી. ૯
સૌ સુંદરીઓ બોધ સમજશે તારોરે, શરધરણી;
તો સર્વ પ્રકારે થાશે દેશ સુધારો; શાણી. ૧૦
વધુ સુધારો વનિતાઓમાં વ્યાપેરે, શરધરણી;
તો ઉશ્કેરીને નરને હિંમત આપે; શાણી. ૧૧
દલપતરામે દિલમાં એમ વિચાર્યુંરે, શરધરણી;
તે માટે આવું વખાણ કીધું તારું; શાણી. ૧૨

## गरबी २९ मी.

### સોનાની અરજી.

"સારૂં સારૂં રે સૂરત શેહેર સુંબઇ અલબેલી. એ રાગ.

સોને [illegible]—સૃષ્ટા પાસ, અરજી ઉચ્ચારી;
ઓ સુણિયે શ્રી અવિનાશ, આ અરજી મારી! ટેક.
શેઠ સદનમાં મહોરો રૂપે, રહુંછું દિનને રાતરે;
મિજલસમાં અપમાન મળ્યું મને, સુણો વિતકની વાત. અરજી૦ ૧
પેટીમાં મને પૂરી મુકયું, પુષ્પ ગણ્યાં ગુણવાનરે;
મુજથી મોટું પુષ્પો પામ્યાં, ભરી સભામાં માન. અરજી૦ ૨
મુજ તનમાં જો સુગંધ સરજો, તો ફરિ તેમ ન થાયરે!
પુષ્પ પ્રમાણે માન હું પામું, મુજ મન-શોક સમાય. અરજી૦ ૩
હવે તેને ઉત્તર દીધો, સુણ સોના તજિ શોકરે;
પરગુણ દેખી દ્વેશ ધરે તે, ફજેતી પામે ફોક. અરજી૦ ૪
એકેક ગુણ ઉપયોગી દઇને, સરજી વસ્તુ સર્વરે;
જેથી ગુણ બીજાનો જોઇને, તજે પોતાનો ગર્વ. અરજી૦ ૫
હલકામાં પણ હોય ગુણ મોટો, જેથી જન ચિત ચહાયરે;
એકજને ગુણ અનેક દઉંતો, બીજિ નકામી થાય. અરજી૦ ૬

મોતી મોઘા મુલતણાં પણ, માંહી નહિ મીઠાશરે;
જુવાર તો જનને જીવાડે, દુકાળમાં દઈ આશ. અરજી૦ ૭
માટે મનની મેલ અદેખાઇ, સોના સજ સંતોષરે;
તારા ગુણથી તું રાજી રહે, દઈશ ન કોઈને દોષ. અરજી૦ ૮
કુંભારનું કોઇ કરવા બેસે, કામ વડો વિદ્વાનરે;
કદી બરાબર કરી શકે નહિ, ઉલટું લે અપમાન. અરજી૦ ૯
યથાર્થ રીતે તે કરી જાણે, જે છે જેનું કામરે;
દેખી અદેખા દીલમાં દાઝે, કહે દ્વિજ દલપતરામ. અરજી૦ ૧૦

## ગરબી ૨૬ મી.

### ઉત્તમ એક ગુણ તો મેળવવોજ જોઇએ તે વિષે.

" ઓધવજી સંદેશો કહેજો શામને" એ રાગ.

પોપટજી બેઠા સોનાને પાંજરે,
રાજા રાણી જોઇ જોઇ રાજી થાય જો;
ચાકર રોજ કરે પોપટની ચાકરી,
જુઓજી પોપટ કયાંઇ ન રળવા જાયજો. પોપટ૦ ૧
એકજ ઉત્તમ ગુણ આપ્યો છે ઇશ્વરે,
મુખથી ઉચરે મધુરાં વચન અમુલ્યજો;
જગત વિષે જો જોઇએ પક્ષી જાતમાં,
તપાસતાં મળે કોઇક તેની તુલ્યજો. પોપટ૦ ૨
એકજ ગુણ પણ આ જગમાં એવો ભલો,
વિશેષ સૌથી વિશ્વ વિષે વખણાયજો;
જશ જામે તેનો સઘળા સંસારમાં,
ચતુર જનો સૌ ચિતમાં તેને ચહાયજો. પોપટ૦ ૩
મોતી તો આભૂષણમાં શોભે ભલાં,

માણસમાં તે તેથી પામ્યાં માનજો;
આંબો પણ રસ આપે એક પ્રકારનો,
તે ગુણથી તે ગણાય છે ગુણવાનજો. પોપટ૦ ૪
સુગંધનો ગુણ સરસ ગુલાબ વિશે વસે,
ભક્ષ કર્યાથી ભાગે નહિ જન ભૂખજો;
અફીણ તો આવે ઓસડ ઉપયોગમાં,
દેહ તણું તે દૂર કરે છે દુઃખજો. પોપટ૦ ૫
સોમલ પણ સંહારે રોગ શરીરનો,
તદબીરથી તેનો કરતાં ઉપયોગજો;
ઘોડું તો ઘણુ મજલ કરે દિન એકમાં,
જણાય ઉત્તમ જનને વાહન જોગજો. પોપટ૦ ૬
હેમ તણી વીંટી શોભાવે હાથને,
શોભાવે નહિ એવું સોનું શિરજો;
લેખણ તો લખવું હોય તે આપે લખી,
પામી તે એકજ ગુણ ઉત્તમ પેરજો. પોપટ૦ ૭
મેળવવો એક ઉત્તમ ગુણ તો માણસે,
જેથી જગમાં પ્રગટે કીર્ત્તિ પ્રકાશજો;
નહિતો જીવતર વ્યર્થ જગતમાં જાણવું,
એકે ઉત્તમ થાય નહીં અભ્યાસજો. પોપટ૦ ૮
જુઓ વળી હલકામાં હલકી ચીજમાં,
તુંબડાનો તો કોણ ગણે છે તોલજો;
પણ ઉત્તમ ગુણ તરવાનો છે તેહનો,
ગરજ પડે જન બોલે ગુણ ગણી બોલજો. પોપટ. ૯
એકેક ગુણ આપ્યો છે સૌને ઇશ્વરે,

હરી હરીને નિરખો ઠામો ઠામજો;
ઇશ્વર તું ઉત્તમ ગુણ અમને આપજે,
દિલથી એવું ઇચ્છે દલપતરામજો. પોપટ૦ ૧૦

## ગરબી ૨૭ મી.

### સંપૂર્ણ ગુણતા એક પરમેશ્વરમાંજ છે તે વિષે.

"મહાકોપ થયો તે કળી કાળમાંજો" એ રાગ.

પરીબ્રહ્મ એકલામાં ગુણ પૂર્ણ છેજો,
બીજે જ્યાં જુઓ ત્યાં ગુણ અવગુણ છે જો, પરીબ્રહ્મ. ટેક.
મહાસાગરના સદ્ગુણો ઘણા મળે જો,
પણ પાણી તેનું પીતાં તરશ નવ ટળે જો. પરીબ્રહ્મ૦ ૧
જુઓ સૂર્યના જોતાં ગુણ ઘણા જડે જો,
તપે તાપ ત્યારે જીવજંત તરફડે જો; પરીબ્રહ્મ૦ ૨
અગ્નિના ગુણો ગણી જોતાં ગણાય છે જો,
લાહ્ય લાગે ત્યારે લોક અકળાય છે જો. પરીબ્રહ્મ૦ ૩
જુઓ જળ વિના કોઈ જનો જીવે નહીંજો,
પણ પ્રાણીઓના પ્રાણ એજ લે સહીજો. પરીબ્રહ્મ૦ ૪
એવા એવા ગુણ અવગુણોનાં પાત્ર છે જો,
ત્યારે માનવી બિચારૂં કોણ માત્ર છે જો? પરીબ્રહ્મ૦ ૫
ગુણો ગણી ગણી અંતરે ઉતારીએ જો,
વળી અવગુણો તો સર્વના વિસારીએ જો. પરીબ્રહ્મ૦ ૬
સદા અવગુણો તપાસીએ પોતા તણા જો,
તેને ટાળવા ઉપાય શોધીએ ઘણાજો. પરીબ્રહ્મ૦ ૭
કોઇ ક્રોધી કોઇ લોભી કોઈ સ્વાદીઆજો,
કોઇ આળસુ અને કોઈ વિવાદીઆજો. પરીબ્રહ્મ૦ ૮

સુધરે સ્વભાવ તો તે સુધરાવીએજો,
નહીં સુધરે તો પણ તેને નિભાવીએ જો. પરીબ્રહ્મ૦ ૯
ઝાડ, પાન, પશુ, પંખી આદિ પ્રાણી છે જો,
પ્રકૃતિ પ્રત્યેકની જુદી પ્રમાણી છે જો. પરીબ્રહ્મ૦ ૧૦
નિયમ સૃષ્ટિનો નજર કરી નિહાળીએજો,
ટાળીને કુસંપ સંપને સંભાળીએજો. પરીબ્રહ્મ૦ ૧૧
કહ્યાં તે કથનો છે તમારા કામનાંજો,
રાખ્યા તે રૂદેમાં દલપતરામનાંજો. પરીબ્રહ્મ૦ ૧૨



## ભાગ ૨ જો.

### દુર્જન વિષે તાડ, વંટોળીયા વગેરેનાં દૃષ્ટાંત;

### ગરબી ૨૮ મી.

**ઊંચા તાડની ગરબી. રાગ ઉપર પ્રમાણે;**

તું તો ઉંચો વિશેષ વધ્યો તાડીઆજો;
પણ તાપ કોઇના તેં ન મટાડીઆજો, તું તો. ટેક.
સૌમાં મોટો ગણાયો તેથી શું થયુંજો;
તારૂં મોટાપણું કહેવામાં રહ્યુંજો. તું તો૦ ૧
પર ઉપકાર કાંઇએ નહીં કર્યાજો;
ધરા ઉપર તેં જન્મ શીદને ધર્યોજો. તું તો૦ ૨
તેં તો આશરો ન આપીયો કોઇનેજો;
જન આશા ન રાખે તને જોઇનેજો. તું તો૦ ૩
કોઇ ભૂખ્યાને ભોજન ન આપીયાં જો;

ટાઢ, તાપ, કષ્ટ, કોઇનાં ન કાપીયાં જો. તું તો૦ ૪
તારી છાયાથી સુખ કોઇને છે નહીં જો;
પક્ષિ માળો ઘાલીને વસે નહીં જો. તું તો૦ ૫
સારાં સુગંધી ફૂલડે ન ફૂલીઓ જો;
ભાઇ અક્કડ રહેવામાં નથી ભૂલીઓ જો; તું તો૦ ૬
મીઠાં ફળ તુંથી કોઇને નહીં મળ્યાં જો;
ભારે લાકડાં ઇમારતમાં નહીં ભળ્યાં જો; તું તો૦ ૭
તારી કાયા પણ તુંથી કયાં ઢંકાયછે જો;
દુનિઆમાં એવા કંજુસ દેખાયછે જો, તું તો૦ ૮
તારૂં અંગ તું ન ઢાંકી શકયો એટલું જો;
કહું તેથી કંજુસપણું કેટલું જો; તું તો૦ ૯
છોટા છોડ ભાજીના તારાથી છે ભલા જો,
તેથી પોષણ પામે છે પ્રાણી કેટલા જો? તું તો૦ ૧૦
તુમાં એટલું પરાક્રમ દીસે અરે જો;
દુનિઆને રસપાઇ દિવાની કરે જો. તું તો૦ ૧૧
શિરે છત્ર સમાન તેં શોભા ધરી જો;
જન નિષ્ફળ જાણે છે ખરેખરી જો. તું તો૦ ૧૨
ધન્ય ધન્ય માનીએ તેનું મોટાપણું જો;
કામ પર ઉપકારનું કર્યું ઘણું જો. તું તો૦ ૧૩
રૂડી સમસ્યા છે દલપતરામની જો;
કહી માણસોને જાણવાના કામની જો. તું તો૦ ૧૪

## गरबी २९ मी.

### મગરૂર વંટોળીયાની ગરબી.

"ગોરસ લઇને ગોપિકા, ચાલી વેચવા કાજે" એ રાગ.

વાતનું સુણ વંટોળીયા, કહું ચિત્ત વિચારી;
પળમાં વડાઇ તું પામીયો, ભૂમિ ઊપર ભારી. ૧
પર્વતો નીચા પાડીયા, એથી ઊંચેરો ચાલ્યો;
ચંચળતાથી ચાલતો, મહા મદભર મહાલ્યો. ૨
વાદળ સાથે વેગથી, વાત કરવા વિચરીઓ;
સૂરજ શશિને ઢાંકીઆ, એવો કોપ તેં કરીઓ. ૩
પણ તું વિચારી જો પાપીઆ, વ્યર્થ તારી વડાઇ;
શરિર ધરીને શું કર્યું, ભલું કામ તેં ભાઇ. ૪
વિશ્વમાં કોણ વખાણશે; તારી કીર્તિની કહાણી;
પુચ્છે તને કોણ આવતો, કોઇ પૃથ્વીમાં પ્રાણી- ૫
દ્રષ્ટિએ તુજને દેખીને, જુલમી ઘણો જાણે;
જાય કયારે નજરે થકી, એવું અંતરે આણે. ૬
મોટાઇનું અભિમાન તું, રૂદયે શીદ રાખે;
દૈવત નથી તુજ દેહમાં, જાણ્યું છે જગ આખે. ૭
ધૂળ ધરી સૌની આંખમાં, વડું વડપણ લીધું;
એમાં તે તેં અતિ એવડું, શું પરાક્રમ કીધું. ૮
તુજ જેવા કઇક ઉડી ગયા, નથી ઠામ ઠેકાણું;
તારી વલે તેવી થશે, જોતાં જોતાં હું જાણું. ૯
વડલો વડો છે વિશ્વમાં, સૌને આશ્રમ આપે;
વડપણ તો તેનું વડું, કષ્ટ પારકાં કાપે. ૧૦
અલ્પ આવરદા ભોગવી, ચટ જૈશ તું ચાલ્યો;
ક્રોકટ બહુ ફૂલીશમાં, ઠાઠ દેખીને ઠાલો. ૧૧
સુણ ભાઇ પવનને શું કહું, તને વેગે વધાર્યો;
પાત્ર કુપાત્રનો ભેદ કંઇ, વાયુએ ન વિચાર્યો. ૧૨

જુલમી જનને જાણવા, કવિતા આતો કીધી,
દલપતરામે દીલથી, શિખામણ શુભ દીધી. ૧૩

## ગરબી ૩૦ મી.

### નાની નદીની ગરબી.

"ઓ વાંસલડી વેરણ થઇ લાગી તું વૃજની નારને." એ રાગ.

ઓ છોટી નદી, છત પામીને તું કેમ છલકાઈ ગઈ,
મદમાં માતી, ઉન્મત્ત હાથીની સમ ઉન્મત્ત તું થઈ. ટેક.
પરિતાપ તણા દિન તું ભૂલી, દોલત દેખી ફોકટ ફૂલી;
તારા ડા'પણની હુંડી ડૂલી. ઓ છોટી૦ ૧
પાડોશીને પીડા કીધી, હદ તેની દબાવી તેં લીધી;
મરજાદા છેક છોડી દીધી. ઓ છોટી૦ ૨
તેં પ્રૌઢ ઘણાં તરૂવર પાડયાં, ઊંડાં મૂળ તેનાં ઊખાડયાં;
દેશપાર કરીને પહોચાડયાં. ઓ છોટી૦ ૩
દીસે તારૂં અંતર નાનું, છલકાઈ ગયું ન રહ્યું છાનું;
પડયું પાપે તુજ સાથે પાનું. ઓ છોટી૦ ૪
તારૂં જીવન જો ડો'ળું દીસે, નિરમળતા ગઇ તે ગૂણ નરસે;
તારો કોઇ વિશ્વાસ નહીં કરશે. ઓ છોટી૦ ૫
મોટા મન ઉન્મત થાય નહીં, જો સાગર કદિ છલકાય નહીં;
મરજાદ તજીને જાય નહીં. ઓ છોટી૦ ૬
આ ચોમાસું ચાલ્યું જાશે, સ્થિતિ હતી તેવી તારી થાશે;
તું દેહે દુર્બળ દેખાશે. ઓ છોટી૦ ૭
તારૂં જીવન જે શીતળ કરતાં, તે તરૂવર તુજને સાંભરતાં;
સંતાપ થશે તને સંચરતાં. ઓ છોટી૦ ૮
જેવું ચોળતણા રંગનું ચટકું, તેવું જર જોબનનું લટકું;

ઇશ્વર ઇચ્છાથી મળી આવે,
ઉપકાર અંતરમાં લાવે બ્હેન વરઘોડાનીઃ ૧૬
ન મળે તો પણ નહિ થાય દુખી,
સંતોષ ધરી રહે સૂખી બહેન. વરઘોડાની૦ ૧૭
સમજો તો આ સમસ્યા કીધી,
દલપતે શિખામણ દીધી બહેન. વરઘોડાની૦ ૧૮

## ગરબી ૬૭ મી.

### નાશવંત બાગ વિષે ગરબી.

"શંકર વસે કૈલાશમાં"

મનમાં સમજ તું માણીરે, એક વિચારી વાત;
બાગ તારો રૂડો બન્યો, હાંરે ભલી ભજે† છે ભાત. મનમાં૦ ૧
ફુલ્યાં ઘણાં ઘણાં ફૂલડાંરે, રૂડો રાજે છે રંગ;
કાલે તે કરમાઇ જશે, હાંરે એનું સ્થિર નથી અંગ. ૨
વળી નીપજશે નવાં નવાંરે, ચાલ્યું આવે છે એમ;
કીધો પ્રભુએ એવો કાયદો, હાંરે કહો ફેરવાય કેમ. મનમાં૦ ૩
ગયું તેતો ગુમ થઇ ગયુંરે, નહીં જગમાં જણાય;
કોઇ દિન દેખવાનું નહીં, હાંરે કરે કોટી ઉપાય. મનમાં૦ ૪
વહિ ગયું તે પાછું નહિં વળેરે, જેમ નદીનું નીર;
મુરખ જન મનમાં થશે, હાંરે દુઃખ ધરી દીલગીર. મનમાં૦ ૫
આતસબાજી ઉડી ગઇરે, ખાસો જોવાનો ખેલ;
તેનો તે જોવા તણો, હાંરે ફરી મળે ક્યાં મેળ. મનમાં૦ ૬
માટી તણાં જેમ માટલાંરે, ઘણાં ઘડે કુંભાર;
ઠામ ભાગીને થાય ઠીકરાં, હાંરે એનો ગયો આકાર. મનમાં૦ ૭

† શોભે છે.

કપૂર ઉડીને ક્યાં ગયું રે, દીઠું કહે ન કોય;
સ્વપનાની જેમ સાહેબી, હાંરે એતો સાચી ન હોય. મનમાં૦ ૮
દિવસ ગયો તે નવ દેખીએરે, એવા લાગે આ લોક;
જોતાં આવે ને જાય છે. હાંરે શેનો હરખને શોક. મનમાં૦ ૯
સ્વપ્નામાં દુઃખ દેખીનેરે. કોઇ કરે રૂદન;
જાગે સ્વપન જૂઠું ઠરે, હાંરે સાચાં આંસુ લોચન. મનમાં૦ ૧૦
તેમ પાપ પુણ્ય બે સત્ય છેરે, બીજી જૂઠી જંજાળ;
સજ્જન તો સમજે સહુ, હાંરે જેની વિદ્યા વિશાળ. મનમાં૦ ૧૧
ઇશ્વર કરે તે ઉપરેરે, રૂદે રાખે જે રોષ;
એથી તે અજ્ઞાની કિયો, હાંરે દીસે મોટો એ દોષ. મનમાં૦ ૧૨
સમજાય તો સમજી રહોરે, મોટું રાખીને મન;
દલપતરામના દેવનું, હાંરે કરો ભાવે ભજન. મનમાં૦ ૧૩

---

## गरबी ६८ मी.

### સોળ શણગારની ગરબી.

"મા પાવા તે ગઢથી ઉતર્યાં મા કાળીરે." એ રાગ.

સુંદરીઓને સજવા તણા હો શાણીરે,
શણગાર ગણાવું સોળ; સૂણ મુજ વાણીરે.
શણગાર પ્રથમ તો સ્વચ્છતા, હો શાણીરે,
અંગે કરવું અંઘોળ.[1] સુણ મુજ વાણીરે ૧
બીજો શણગાર બહૂ ભલો, હો શાણીરે,
ચોખાં તન ધરવાં ચીર; સુણ મુજ વાણીરે;
ત્રીજો શિર કેશ સમારવા, હો શાણીરે,
જેમ શોભે સુંદર શીર. સુણ મુજ વાણીરે. ૨

---

૧ નહાવું.

ચોથો તન સુગંધી ચોળવી, હો શાણીરે,
વળિ મુખ કરિયે મુખવાસ; સુણ મુજ વાણીરે;
શણગાર પુનિતર[1] તે પાંચમો, હો શાણીરે,
થાય સુગંધ શ્વાસો સ્વાસ. સુણ મુજ વાણીરે. ૩
છઠ્ઠો કહું તે વળિ છે ભલો, હો શાણીરે,
ભૂષણ જેમાં નહિ ભાર; સુણ મુજ વાણીરે;
શુદ્ધ વાણી તે છે સાતમો, હો શાણીરે,
મુખ મધુર મધુર ઉચ્ચાર. સુણ મુજ વાણીરે. ૪
શણગાર ઉત્તમ છે આઠમો, હો શાણીરે.
હસતો ચહેરો જે હોય; સુણ મુજ વાણીરે;
નવમો જે લજ્જા નેણમાં, હો શાણીરે,
નવ તજે તપે મન તોય. સુણ મુજ વાણીરે. ૫
નિર્મળ દશમો છે નમ્રતા, હો શાણીરે,
અતિ રાગ સરસ અગિયાર; સુણ મુજ વાણીરે;
બહુ સંપ સજે તે બારમો, હો શાણીરે,
નિશ્ચય શોભે નરનાર. સુણ મુજ વાણીરે. ૬
તે પછી વખાણું તેરમો, હો શાણીરે,
વ્રત પતિવ્રતા પ્રખ્યાત; સુણ મુજ વાણીરે;
ચિત ચાતુરતા તે ચૌદમો, હો શાણીરે,
શિખે ભરત ચિતરની ભાત. સુણ મુજ વાણીરે. ૭
પંદરમો પાઠ લખે ભણે, હો શાણીરે,
વળિ વદે વિવેકે વેણ; સુણ મુજ વાણીરે;
સખી એ શોળે શણગાર છે, હો શાણીરે,

---

૧ પવિત્રા.

દુનિઆમાં અતિ સુખ દેણ. સુણ મુજ વાણીરે. ૮
પણ શબને[1] તો શોભે નહીં, હો શાણીરે,
શણગાર શરીર અખંડ; સુણ મુજ વાણીરે;
એમ જીવ ધરમ તે જાણવો, હો શાણીરે,
દિસે જીવતો જેથી પંડ. સુણ મુજ વાણીરે. ૯
ભકતી કરીએ ભગવાનની, હો શાણીરે,
તે વગર બધું છે વ્યર્થ; સુણ મુજ વાણીરે;
સદ્‌ગુણ વિણ તન શણગારવાં, હો શાણીરે,
અતિ ઉલટો થાય અનર્થ. સુણ મુજ વાણીરે. ૧૦
દિલમાં નિશદિન ધરિયે દયા, હો શાણીરે,
વળિ સજિયે સ્નેહી સ્વભાવ; સુણ મુજ વાણીરે;
આળસ અંગે નવ આણીએ, હો શાણીરે,
જેથિ દીસે નરસ દેખાવ. સુણ મુજ વાણીરે. ૧૧
સજવા શણગાર સુશોભિતા, હો શાણીરે,
અંતરમાં સમજી આમ; સુણ મુજ વાણીરે;
સૌભાગ્ય અખંડ સદા રહે, હો શાણીરે,
દે આશિષ દલપતરામ. સુણ મુજ વાણીરે, ૧૨

## ગરબી ૬૯ મી.

### સદ્‌ગુણના શણગારની ગરબી.

"ઓ લાછા કુંવર, ઓ લાછા કુંવર, તમે કેટલા ભાઇ
કુંવારા રાજ, અચકો મચકો કારેલી." એ રાગ.

હો શાણી સખી, હો શાણી સખી, તમે મારી શિખામણ માનો હોબેન,
સદ્‌ગુણના શણગાર સજો;

1 મડદું.

હો શાણી સખી, હો શાણી સખી, તમે તજો બિજાં તોડાનોહો બેન,
સદ્‌ગુણના શણગાર સજો. ૧
હો શાણી સખી, હો શાણી સખી, શોભે સત્યની સાંકળી સારીહો બેન,
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી, રહો નમ્રપણાની નથ ધારીહોબેન,
સદ્‌ગુણના શણગાર સજો. ૨
હો શાણી સખી, હો શાણી સખી, તમે પહેરો ચોખાઇનીચૂડીહોબેન,
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી, દિસે દયાનીદામણીરૂડીહોબેન
સદ્‌ગુણના શણગાર સજો. ૩
હો શાણી સખી, હો શાણી સખી, અદ્દભૂત અદબ અંકોટીહોબેન,
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી, સદ્‌ગુણ વિણ ટાપટીપ ખોટીહોબેન
સદ્‌ગુણના શણગાર સજો. ૪
હો શાણી સખી, હો શાણીસખી, તમે જ્ઞાનનોચાંદલો ચોડોહોબેન,
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી, ધરો ઉદારતાનો અછોડો[1]હોબેન,
સદ્‌ગુણના શણગાર સજો. ૫
હો શાણી સખી, હો શાણી સખી, તુશિ પ્રભૂ ભજનની પહેરો હોબેન,
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી, સદ્‌ગુણથી ચળકે ચહેરો હો બેન,
સદ્‌ગુણના શણગાર સજો. ૬
હો શાણી સખી, હો શાણીસખી, તમે શરમનું અંજન આંજોહો બેન,
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી; હો શાણી સખી, મહા જ્ઞાનથી મનડું માંજો હો બેન,

---

૧ સાંકળી.

સદ્‌ગુણના શણગાર સજો. ૭

હો શાણી સખી, હો શાણી સખી, કીરતીનું કંકુ કીજે હો બેન;
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી, ઉદ્યોગની મેંદી દીજે હો બેન,
સદ્‌ગુણના શણગાર સજો. ૮
હો શાણી સખી, હો શાણી સખી, લાયકીની લહેર ફેલાશે હો બેન,
સદ્‌ગુણના શણગાર સજો;
હો શાણી સખી, હો શાણી સખી, દલપતનો દેવ ખુશી થાશે હો બેન,
સદ્‌ગુણના શણગાર સજો. ૯

---

## ગરબી ૭૦ મી.

### શિયળ વિષે.

"અલબેલીરે અંબેમાત જોવાને જઇએ" એ રાગ.

સર્વેથી સરસ ગણાય શોભા શીયળની;
નહિ તો જેમ વ્યર્થ જણાય, નદિયો નિર્જળની. ટેક.
સર્વાંગે શણગાર સજ્યા પણ નમળે જેને નાક રે;
તો એકે શણગાર ન શોભે, જોઈ જન હસે અથાક. શોભા૦ ૧
ભણતરમાંતો ભડકો ઉઠયો, રૂપ વિષે પડિ રાખ રે;
સ્નેહ સહિત શીયળ નવ પાળે, લાંછન લાગે લાખ. શોભા૦ ૨
ડહાપણમાંતો દવ લાગ્યો ને ગુણે પડી ચતુરાઇ રે;
જે જનથી શુભ વેલ શિયળની, સ્નેહે નહિં સચવાઇ. શોભા૦ ૩
ધર્મ કર્યામાં ધૂળ પડી, જો કર્મ નઠારૂં કીધ રે;
રૂદસે પરમેશ્વર નહિ રીઝે, વંદન કર્યે વિવિધ. શોભા૦ ૪
આંક ઊપર મીડાં મૂકે તો, દશ દશ ગણા ગણાય રે;
આંક વિનાનાં મીડાં સર્વે, શુન્યે શુન્ય જણાય. શોભા૦ ૫

શિયળ વૃત્તને અંક સમજજો, મીંડાં સદ્‌ગુણ માનરે;
શિયળ વિના સદ્‌ગુણિને પણ સૌ, કહેશે લોક કુપાત્ર. શોભા૦ ૬
અમૃત જેવાં ઉત્તમ ભોજન, પીરસ્યાં રૂડી પેરરે;
પણ તે પર સરપે ગળ નાંખી, તો તે સર્વે ઝેર. શોભા૦ ૭
ધિક ધિક તેનાં માત પિતાને, ધિક એનો અવતારરે;
જે સંસાર વિષે જનમીને, શિયળ તજે નરનાર. શોભા૦ ૮
જીવ વિનાનું શરીર જેવું, તાર વિનાજ સતારરે;
શિયળ વિના નરનારી તેવાં, સૌ જાણે સંસાર. શોભા૦ ૯
જો કોઇને ઘેર જઇને બેસે, જાણે ક્યારે જાયરે;
મુવા પછી પણ માનવીઓમાં, લંપટ જન નિંદાય. શોભા૦ ૧૦
પરનારી માતા સમ માનો, પરનર પિતા સમાનરે;
તો આ લોક તથા પરલોકે, ભલું કરે ભગવાન. શોભા૦ ૧૧
સાળો કે સસરો કહેવાથી, તામસ કરે તમામરે;
સૌનો સાળો સૌનો સસરો, છે દ્વિજ દલપતરામ. શોભા૦ ૧૨

---

## ગરબી ૭૧ મી.

### પ્રેમીનાં જોડાં વિષે.

"હું તો ઇશ્વરને પૂજવાને નીસરીરે લાલ,
ચોખા કંકાવટી વિસરીરે લાલ." એ રાગ.

સુરજ હો ભલે શોભીત, તેથી શું થયુંરે લાલ,
ચિત્ત ચંદ્રમાં ચકોરનું ઠર્યુંરે લાલ;
કોઇ ચંદ્રને કહે સારો શોભીત છેરે લાલ,
પદ્મને તો સૂર્ય સાથે પ્રીત છેરે લાલ. ૧
મીન સર્વ સુખ માને રહી નીરમાંરે લાલ,
ખેદ પામિને મરે તે ખીરમાંરે* લાલ;

---

* દુધ.

પ્રીત દીપકમાં લાગીછે, પતંગનીરે લોલ,
શુદ્ધ નહીં સુખ દુઃખ સંગનીરે લોલ. ૨
પતિમાં પતિવ્રતાની એવી પ્રીતછેરે લોલ,
એજ એને સર્વથી શોભીતછેરે લોલ;
નેણુ આપણાં તે આપણાજ કામનાંરે લોલ,
પારકાં નેણાં તે નેણુ નામનાંરે લોલ. ૩
એમ ઇંદ્રથી અધીક વલ્લભ * આપણોરે લોલ,
ગુણ રૂપને ગરથમાં ગણોરે લોલ;
ધ્રૂવ માંછલીનું મુખ રહે ધ્રૂ ભણીરે લોલ,
તે વિના બિજાનિ તુચ્છતા ગણીરે લોલ. ૪
સૂર્ય ચંદ્ર સામું કોઇ, મુખ હેરવેરે લોલ,
તે ભણી તે તરત, પુંઠ ફેરવેરે લોલ;
જેમ વીજળીને પ્રીત, વરસાદમાંરે લોલ,
નાગને તો મોરલીના નાદમાંરે લોલ. ૫
જેમ ભમરનો ભાવ, મકંદમાંરે† લોલ,
પોયણીનો પ્રેમ પૂરો, ચંદમાંરે લોલ;
પૂરો પ્રેમ માંહો માંહ રાખે દંપતિરે લોલ,
એક એકના વડે શોભે અતીરે લોલ. ૬
શોભે નીશા વડે ચંદ્ર, ચંદ્રથી નીશારે લોલ,
દિશા વડે કિરણ, કિરણથી દિશારે લોલ;
સભાથી શોભે પંડીત, પંડિતે સભારે લોલ,
પ્રભા વડે ભાનુ, ભાનુથી પ્રભારે લોલ ૭
શોભે ધીર વડે ઢાલ, ઢાલથી ધિરોરે લોલ,

* સ્વામી. † ફુલની રજ

હિરા વડે હેમ, હેમથી હીરારે લાલ;
શોભે સેન વડે ભૂપ, સેન ભૂપથીરે લાલ,
ગૂણુ વડે રૂપ, ગૂણુ રૂપથીરે લાલ. ૮
શોભે પદમ વડે નીર, પદમ નીરથીરે લાલ,
મુગટ વડે શીર, મુગટ શીરથીરે લાલ;
શોભે પ્રાણુ વડે દેહ, પ્રાણુ દેહથીરે લાલ,
નારી વડે નેહ, નારી નેહથીરે લાલ. ૯
શોભે માત વડે બાળ, બાળ માતથીરે લાલ,
રાગ વડે તાળ, રાગ તાળથીરે લાલ;
શોભે મૂખવડે દંત, મૂખ દંતથીરે લાલ,
નારિ વડે કંથ, નારી કંથથીરે લાલ. ૧૦
શોભે ભકિત વડે ભાવ, ભકિત ભાવથીરે લાલ;
શઢ વડે નાવ, શઢ નાવથીરે લાલ;
શોભે છે દયાથી દાન, દયા દાનથીરે લાલ,
વાજાં વડે ગાન, વાજું ગાનથીરે લાલ. ૧૧
એવાં જોડાં શોભે છે એક એકથીરે લાલ,
જો હળી મળી વસે વિવેકથીરે લાલ;
રૂદે રાખો રૂડાં દલપતરામનાંરે લાલ,
જે કહ્યાં તે છે કથનો કામનાંરે લાલ. ૧૨

---

## ગરબી ૭૨ મી.

### પતી રૂપી હીરા વિષે.

રાગ ઉપર પ્રમાણે.

એક હીરો આવ્યો છે મારા હાથમાંરે લાલ,
શું વખાણું સૈયરોના સાથમાંરે લાલ;

મને ઇશ્વરે કૃપા કરીને આપિયોરે લાલ,
માથાનો મોર કરી થાપીયોરે લાલ. ૧
મને પ્યારો લાગે છે મારા પ્રાણથીરે લાલ,
ધારખ્યો મેં પ્રેમના પ્રમાણથીરે લાલ;
મેં તો હૈયામાં હાર કરી રાખીઓરે લાલ;
અંતરમાં એજ અભિલાખીઓરે લાલ. ૨
મારી જીવન દોરી તો એક એજ છેરે લાલ,
તેતો મારાં નેણ તણું તેજ છેરે લાલ;
જેમ છાયા ન છૂટિ પડે દેહથીરે લાલ,
તેમ હું જુદી પડું ન તેહથીરે લાલ. ૩
હું તો વારે વારે નિહાળું હેતથીરે લાલ,
સાચવું સંભાળીને સચેતથીરે લાલ;
જેવો હૈયાનો હાર હોય હેમનોરે લાલ,
પૂરો સમુદ્ર જેવો પ્રેમનોરે લાલ. ૪
જેમ ચાહે ચકોર ચિત્ત ચંદ્રનેરે લાલ,
ચાહે ભમરો મકરંદનેરે† લાલ;
મીન નીરથી કદાપિ જુદું જો પડેરે લાલ,
તે બિચારૂં ત્યાંજ ઘણું તરફડેરે લાલ. ૫
મોર ચાહે છે ચિતે જેમ મેહનેરે લાલ,
તેમ હું ચાહું છું ચિત્ત તેહનેરે લાલ;
તપે તન ને સંતાપ પામું તે વિનારે લાલ,
જીવને પડે ન ચેન જે વિનારે લાલ. ૬
હું તો પ્રભુને ભળીને પાયે લાગતીરે લાલ,

† કમળની રજ.

મુખ થકી એવું રત્ન માગતીરે લાલ;
હું તો પામી પુરા પુન્યના પ્રતાપથીરે લાલ,
આવી મળ્યું તે આપો આપથીરે લાલ. ૭
મારે કસર રહી ન કોઇ વાતનીરે લાલ,
તેતો આશીષ માત તાતનીરે લાલ;
મારો સર્વે મનોર્થ સુફળે ફળ્યોરે લાલ;
મીત્ર મન માન્યો મુજને મળ્યોરે લાલ. ૮
એક એનેજ દેખું મારી આંખથીરે લાલ,
પ્યારો મને પંખીની પાંખથીરે લાલ;
એવું વહાલું બીજું આ વિશ્વમાં નથીરે લાલ,
કોટી પ્રકારે શું કહું કથીરે લાલ. ૯
મારી આખી ઉમરનો એ સોબતીરે લાલ,
મોટામાં મોટો મારો મહોબતીરે લાલ;
મારા સુખ દુઃખનો સદૈવ ભાગીઓરે લાલ,
સૌથી લાયક મને લાગીઓરે લાલ. ૧૦
મારૂં તન મન ધન હું તેને ગણુંરે લાલ,
ભાગ્ય મારૂં તે વડે ભલું ભણુંરે લાલ;
બીજા નજરે પડે છે બહુ નામનારે લાલ,
કોઇ મારે એમાં નથી કામનારે લાલ. ૧૧
પ્રભુ પાસે માગું છું પુરા પ્રેમથીરે લાલ,
હીરો મઢાજો પ્રેમ હેમથીરે લાલ;
દીલ આશીષ દલપતરામનીરે લાલ,
કરજોડી માગું એજ કામનીરે લાલ. ૧૨



## ગરબી ૭૩ મી.

### વિજળી વિષે.

"અજબ સલુણી પ્યારી મરગા નેણી તેં મોહન
વશ કીધોરે" એ રાગ.

ચળક ચળક ચળકંતી દશ દિશ, વિજળી ઉજળે અંગેરે;
સૌ વાતે એકલી નવ શોભે, શોભે વરસાદ સંગેરે. ટેક.
જો વરસાદ વગર હોય વિજળી, ભડકા જેવી ભાસેરે;
ગુણવંતી જન કોઇ ગણે નહિં. તેને જોઇ સૌ ત્રાસેરે. ચળક૦ ૧
પડતી તે પરવતને પાડે, જોરાવર છે જાતેરે;
અલ્પ નથી કોઇની ઓથી આળી, કસર નથી કોઈ વાતેરે. ચળક૦ ૨
વસ્ત્ર વગર દિસતી નથિ વરવી, ભક્ષ વગર નથિ ભૂખીરે;
પણ વિજળી વરસાદ વગરની, લાગે જોતાં લૂખીરે. ચળક૦ ૩
રાય વગર જેમ રાજ ન શોભે, વસ્તી વગર જેમ ગામરે;
સદગુણ વિણ જેમ જન નવ શોભે, ધણી વગર જેમ ધામરે. ચળક૦ ૪
નીર વગર જેમ નદી ન શોભે, જળ વિણ પોયણિ જેવીરે;
નાક વગર જેમ નારી ન શોભે, ઘન વિણ વીજળી એવીરે. ચળક૦ ૫
પ્રભુને પ્રણમીને મુખ માગે, વિજળી વારંવારરે;
વિજોગ કદિ વરસાદ તણો નવ, કરશો જગ કરતારરે. ચળક૦ ૬
સતી પતીમાં સ્નેહ ધરે છે, જોતાં વિજળી જેવારે;
દલપતરામ કહે દિલમાં તે, લક્ષ વિચારી લેવારે. ચળક૦ ૭

---

## ગરબી ૭૪ મી.

### વિજોગની ગરબી.

"જઇને કહેજો મારા વાલમનેરે" એ રાગ.

પંખી તું તો મુજ પ્રાણ છેરે, પરવર ઉડીને આકાશ;

પિયુને કહેજે જૈ પંખીડારે;
વાલા તારી ગોરી ગભરાય છેરે, દિન દિન દીલ રહે છે ઉદાશ. પિયુને૦૧
વનમાં કોયલ ટૌકા કરેરે, ભીતર ભેદે છે જેમ બાણ; પિયુને૦
આંખે આંસુ ધારા વહેરે, પ્રમદા કયમ કરિ રાખે પ્રાણ. પિયુને૦૨
ન થઈ કેમ ઘડીઆળ હું રે, શોભત ગજવામાં પિયુ સાથ; પિયુને૦
ન થઈ વિંટી હું હેમનીરે, હરઘડી રહેત પ્રીતમને હાથ. પિયુને૦ ૩
વાલમજીના વિજોગથીરે, ભાસે છે વસ્તી ભેંકાર; પિયુને૦
ઘેર પધારો હવે ઘણું થયુંરે, છો અબળાના પ્રાણ આધાર. પિયુને૦૪
કઠણ કર્યું છે કેમ કાળજુંરે, પરણીને વિચર્યા પરદેશ; પિયુને૦
નાથ નમેરા એમ શું થયારે, વનિતા મેલી બાળેવેશ. પિયુને૦ ૫
ચાર ઘડી પિયુ ચૌટે જતારે, જાણીએ વહી જતા જુગચાર; પિયુને૦
પળ પળ પંથ નિહાળતીરે, વદતી પિયુ પિયુ વારંવાર. પિયુને૦ ૬
સાંજ પડે આવે સાહપોરે, સૂરજને દેતી હું શાપ; પિયુને૦
જાણું આ ક્યારે આથમેરે, મારે પિયુનો થાય મેળાપ. પિયુને૦૭
દહાડા દુઃખે વીતે હવેરે, રોતાં રોતાં રજની જાય; પિયુને૦
ચમકે વીજ મેઉલા ઝરેરે, ત્યારે અંતર અતિ અકળાય. પિયુને૦ ૮
ઉતમ આવે દિન પર્વનારે, સૌને ઉર ઉપજે ઉત્સાહ; પિયુને૦
મારે હોળી હૈયે બળેરે, દેખી દિલમાં લાગે દાહ. પિયુને૦ ૯
વાજે વાજાં વીવાહનાંરે, સુણિ મારા ઘટમાં વાગે ઘાવ; પિયુને૦
ભોજન સારાં હું શું કરુંરે, ભોજન કરવા નવધે ભાવ. પિયુને૦૧૦
સારસડી પણ સદભાગણીરે, હરઘડિ રહે કંથ હજૂર; પિયુને૦
વૃક્ષે વેલી વળગી રહીરે, દૈવ હું રહિ પ્રીતમથી દૂર. પિયુને૦ ૧૧
બળવા કાજે મનડું તપેરે, જિવ તલસે છે આઠે જામ; પિયુને૦
જઈને જો તું લાવે અહીંરે, દેશે આશિષ દલપતરામ. પિયુને૦૧૨

—❦—

# ભાગ ૪ થો.

## વિવિધ વિષયની ગરબીઓ તથા ધોળ.

### ગરબી ૭૯ મી.

### વિદ્યા વેલડીની ગરબી.

"મા તારૂં કારણ કળિજુગ માંયરે, બાળી ચૌચરારે" એ રાગ.

તું તો દોલતની દાતારરે, વિદ્યા વેલડીરે;
તારો પ્રતાપ અપરમ પારરે, વિદ્યા વેલડીરે. ટેક.
તું બની પ્રભુના બાગમાંરે, ભલિ શોભી સારા ભાગમાંરે;
પામી વિશ્વવિષે વિસ્તારરે, વિદ્યા વેલડીરે. ૧
તારા ને સૂર્ય સુધી વધીરે, બહુ રોકી તેં પૃથ્વી બધીરે;
પાતાળે કીધો પેસારરે, વિદ્યા વેલડીરે. ૨
જન મનમાં તારૂં મૂળ છેરે, શોધકતા સારાં ફૂલછેરે,
પાકયાં ફળતો વિવિધ પ્રકારરે, વિદ્યા વેલડીરે. ૩
વાહન ને વસ્ત્રો વાસણોરે, ઘેર ઘેર જે માલ બીજો ઘણોરે;
તેતો તારાં ફળ નિરધારરે, વિદ્યા વેલડીરે. ૪
ભોજન ચીજો બહુ ભાતનીરે, જગમાં બીજી બહુ જાતનીરે;
એતો તારોછે આભારરે, વિદ્યા વેલડીરે. ૫
રસ ઉત્તમ તુજ ફળમાં રહેરે, કવિ કોવિદ જન મુખથી કહેરે;
સુખ પામે તેથી સંસારરે, વિદ્યા વેલડીરે. ૬
જે રસ તારો પ્રીતે પીએરે, તે ઈશ્વરને ઓળખી લીએરે;
ઉચરે અગમગતિ ઉચ્ચારરે, વિદ્યા વેલડીરે. ૭
જે જનને મનતું જામશેરે, સન્માન સભામાં પામશેરે;
તું તો સજ્જનનો શણગારરે, વિદ્યા વેલડીરે. ૮

જે જનથી તું દૂરે રહારે, તે નરનારી જાતે નહીરે;
તેતો પશૂતણો અવતારરે, વિદ્યા વેલડીરે. ૯
તું સંકટમાં સાથે રહેરે, તું દુઃખતણા વનને દહેરે;
તુંતો નોધારા આધારરે, વિદ્યા વેલડીરે. ૧૦
તારિ છાયા છે શીતળ સદારે, જ્યાં ઉપજે નહીં કાંઇ આપદારે;
તુંતો અકળ કળા †અંબારરે, વિદ્યા વેલડીરે. ૧૧
તું થિર ઠરિ થઈ આ ઠામનીરે, કર કુશળ પુરૂષને કામનીરે;
વિનવે દલપત વારમવારરે, વિદ્યા વેલડીરે. ૧૨

## ગરબી ૭૬ મી.

### સર્વ સાર સંગ્રહની ચોપડી વિશે.

"ગોકુળ આવો શ્રી નાથજીરે." એ રાગ.

દીઠી એક દેવી અમેરે, જેના ગુણ ગણતાં ન ગણાય;
તેની સોબત જન જે સજેરે, અજ્ઞાની પણ જ્ઞાની થાય. દીઠી૦ ૧
સાચી હોય જો *સોપડીરે, તોપણ ચોપડી ધારે નામ;
એવી એની છે નમ્રતારે, આપે નામ શિખામણ આમ. દીઠી૦ ૨
જ્ઞાની સાથે વાતો કરેરે, અજ્ઞાની આગળ રહે ચૂપ;
કાંઇ બોલાવી બોલે નહીંરે, હોય ભલે તે મોટો ભૂપ. દીઠી૦ ૩
સ્વપને ન કરી હોય મુસાફરીરે, તેને પણ દિલ જાગે જ્યોત;
બેઠાં બેઠાં બધુએ જુએરે, પરવત નદીયો સાગર સોત. દીઠી૦ ૪
દેશો દેશ દેખી વળેરે, એવો એનો પૂર્ણ પ્રતાપ;
શિક્ષા એની જો માનીએરે, આપે ઉત્તમ સુખ અમાપ. દીઠી૦ ૫
જો કદિ અંતર આપણુંરે, દેખે તે દેવી ઉદાશ;
રૂડી રીતે રંજન કરેરે, કાપી નાંખે છે કંકાસ. દીઠી૦ ૬

† જથો. * સો પડવાળી.

જુની વાતો જાણે બધીરે, જેવી ઘરડી ડોશી હોય;
ઉચરે આપણી આગળેરે, બીજું કહી શકે નહીં કોય. દીઠી૦ ૭
વળી તે વૈદું જાણે ઘણુંરે, ઓસડ વેસડની બહુ વાત;
શીખવે આપણને સ્નેહથીરે, રાખી રાખીને રળીઆત. દીઠી૦ ૮
ખાંતે જ્ઞાન ખગોળનુંરે, આપે આપણને અત્યંત;
સૂરજ ચંદ્ર ગ્રહણ વિષેરે, એવા ઉચરે મર્મ અનંત. દીઠી૦ ૯
સંકટ આવે કાંઇ જે સમેરે, એને પૂછો જઇ ઉપાય;
તો તે બાઇ બતાવશેરે, જો માનો તો સંકટ જાય. દીઠી૦ ૧૦
જગ સ્રજનારે એને સજીરે, કોટિક આપણા સુખને કાજ;
માટે રાખો મનમાં તમેરે, એના ઉપર પ્રીતિ આજ. દીઠી૦ ૧૧
એની સાથે એકાંતમાંરે, બેઠા હોઇએ કોઈ ઠામ;
જાણે સો જન સાથે છીયેરે, દિલમાં ભાસે દલપતરામ. દીઠી૦ ૧૨

---

## गरबी ७७ मी.

### સુધારાની ચઢાઇની ગરબી.

રાગ ઉપર પ્રમાણે.

સુધારો રાણો રણમાં ચડયોરે, લાવે લેવી લઇને ફોજ;
વેરી વહેમની ઉપરેરે, ધુસ્સો લાવી ચિત્ત ઘણોજ; પડઘમ
વાગે રસપૂરમાંરે. ૧
સણી જાયો રણમાં લડેરે, શત્રુથી સજવા સંગ્રામ;
સાથી છે તેના શાણા ઘણારે, થાણાં થાપ્યાં ઠામો ઠામ. પડઘમ૦ ૨
પુસ્તક રૂપી કમાનથીરે, વિધ વિધનાં છૂટે છે બાણ;
ચિંતવી ચોટ ચુકે નહીંરે, પાપી વહેમ તણા લે પ્રાણ. પડઘમ૦ ૩
નકશા નૌતમ વાવટારે, નિશાળ રણભૂમિ નિરધાર;
પલટણ બાળક ને બાળકીરે, શિક્ષક તો શાણા સરદાર. પડઘમ૦ ૪
લેખણ રૂપી ભાલા ભલારે, સાલે શત્રુને થઇ સાલ;

બખતર ટેકનાં બનાવિયાંરે, ધારી ધીરજ રૂપી ઢાલ. પડધમ૦ ૫
ગોળા ભૂગોળ ખગોળનારે, જીરણ કીલ્લા જૂના ચાલ;
તેતો માંડયાં છે તોડવારે, જે કાંઇ હલકા જાણ્યા હાલ. પડધમ૦ ૬
શૂરા પૂરા સનમુખ લડેરે, બીકણ છાના રહીને છેક;
જીત સુધારાની સૌ ચહેરે, અદ્ભુત કરે ઉપાય અનેક. પડધમ૦ ૭
કષ્ટ પડે આવી કઇકિનેરે, સાંખે સ્વદેશના સુખ કાજ;
સૌ જન સાચાં સુખ ભોગવેરે, થાય સુધારાનું જો રાજ. પડધમ૦ ૮
દેશ સુધારાને કારણેરે, કઇકે કીધાં શિર કુરબાન;
કર્યા પ્રવાસ વિલાયતરે, સંકટ સાંખ્યું યુદ્ધ સમાન. પડધમ૦ ૯
રકમો આપીને રોકડીરે, કઇકે કર્યાં સુધારા સ્થાન;
પુસ્તકશાળા વગેરે રચ્યાંરે, વધવા વતનીઓનું જ્ઞાન. પડધમ૦ ૧૦
વેરી વહેમની ફોજનુંરે, કોઇ કોઇ વખતે જોર જણાય;
ગોળા ચાલે ગપ્પોતણારે, જોતાં ઉડી હવામાં જાય. પડધમ૦ ૧૧
દિન દિન આપણા દેશમાંરે, થજો સુધારો ઠામોઠામ;
ઇશ્વર આગળ એટલુંરે, દિલથી માગે દલપતરામ. પડધમ૦ ૧૨

## ગરબી ૭૮ મી.

### પૃથ્વીરૂપી ગાલીચા વિષે.

"તજો તમે કેફ કરમ કરવું" એ રાગ.

ગુંથ્યો કેણે આ રૂડો ગાલીચો, નજર કરી પાથર્યોછે નીચો; ગુંથ્યો. ટેક.
કરી એમાં કારીગરી સારી, બુટા જો વેલા વચ્ચે ધારી;
બનાવ્યો જેણે તેની બલહારી, ગુંથ્યો૦ ૧
ચેતન મય ચિત્ર રૂડાં ચળકે, આમાં મણી માણેક માંહી ઝળકે;
નદીઓનાં નિર્મળ જળ ખળકે. ગુંથ્યો૦ ૨
સાગર ને શૈલ સરોવર છે; ભુચર ને ખેચર જળચર છે.

નગર વન નારીઓ ને નર છે; ગુંથ્યો૦ ૩
સોના રૂપા સહિત બધી ધાતુ, કહેતાં નથી જીભે કહ્યું જાતું;
ગાલીચાનું મૂલ નથી થાતું. ગુંથ્યો૦ ૪
ગાલીચામાં રંગ બધા રાજે, કર્યો છે જુઓ આપણા કાજે;
ઉપર મેઘા ડંબર છત છાજે. ગુંથ્યો૦ ૫
બનાવ્યો હશે જેણે આ બાઈ; કહો તેની કેવી ચતુરાઈ;
શોભે જેની અદભૂત સરસાઇ. ગુંથ્યો૦ ૬
કારીગરની કીરતી કરીએ, અધિક ઉપકાર અંતર ધરીએ;
દિને દિને દીનતા ઉચ્ચરીએ. ગુંથ્યો૦ ૭
ગાલીચાની ગરબી ગાઇ આ મેં, પ્રભુનો મહિમા છે પરિણામે;
દિલ એમ ગણ્યું દલપતરામે. ગુંથ્યો૦ ૮

## गरबी ७९ मी.

### આકાશ તથા કાળ વિષેની ગરબી.

"મારૂં સોનાનું છે બેડું રે છેલ છબીલા છોગાળા" એ રાગ.

જોયા બે જૂના જોગીરે, કહે સૈયર તે કોણ હશે;
નથિ નિર્બળ કે કાંઇ રોગીરે, જ્યાં જોઊં ત્યાં વાસવસે. ૧
અધઘડી થતા નથિ અળગારે, કહે સૈયર તે કોણ હશે;
એમ એક બીજાને વળગ્યારે, જ્યાં જોઊં ત્યાં વાસવસે. ૨
મન ધારી પરસપર માયારે, કહે સૈયર તે કોણ હશે;
બંનેની એકજ કાયારે, જ્યાં જોઊં ત્યાં વાસવસે. ૩
એક સ્થીર રહે એક દોડેરે, કહે સૈયર તે કોણ હશે;
પણ જણાય જોડે જોડેરે, જ્યાં જોઊં ત્યાં વાસવસે. ૪
મણિઓની[૧] પહેરી માળારે, કહે સૈયર તે કોણ હશે;

૧ સૂર્ય, ચંદ્ર.

દીસેછે રૂડા રૂપાળારે, જ્યાં જોઉં ત્યાં વાસવસે. ૫
વળિ વસ્ત્ર ધર્યાં વાદળીયાંરે, કહે સૈયર તે કોણ હશે;
બે ગોળ ધર્યાં માદળિયાંરે*, જ્યાં જોઉં ત્યાં વાસવસે. ૬
વસ્તીમાં વળિ વગડામાંરે, કહે સૈયર તે કોણ હશે;
ગિરિરાજતણી ગુફામાંરે, જ્યાં જોઉં ત્યાં વાસવસે. ૭
છે પવન-પાવડી પાસેરે, કહે સૈયર તે કોણ હશે;
અંતરિક્ષે પણ એ ભાસેરે, જ્યાં જોઉં ત્યાં વાસવસે. ૮
પાતાળે પણ તે પેસેરે, કહે સૈયર તે કોણ હશે;
જઈ સ્વર્ગ નરકમાં બેસેરે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૯
એની ઉમર કઈક ગણે છેરે, કહે સૈયર તે કોણ હશે;
પણ વળી ફરી ભણે છેરે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૦
કઈ ઉપજે અને ખપે છેરે, કહે સૈયર તે કોણ હશે;
પણ એતો એના એ છેરે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૧
કોણ જાણે જનમ્યા ક્યારેરે, કહે સૈયર તે કોણ હશે;
ક્યાં સૂધી કાયા ધારેરે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૨
એનો આદી અંત ન આવેરે, કહે સૈયર તે કોણ હશે;
સખી કોણ મુજને સમજાવેરે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૩
અચરજ સરખું આ ઠામેરે, કહે સૈયર તે કોણ હશે;
દિલ દીઠું દલપતરામેરે, જ્યાં જોઉં ત્યાં વાસ વસે. ૧૪

## गरबी ८० मी.

### સૂરજમાળાની ગરબી.

“ઘડુલો ઘુઘરમાળ ઘડુલો ઘૂમે છે.” એ રાગ.

એક ઠાકોરનો જુઓ ઠાઠ, ઠરેલો સૌ ઠામે;

* તારામંડળ,

જેના જશનો પવિત્ર છે પાઠ. ઠરેલો૦ ૧
ઘણાં પરગણાં[1] તેને ઘેર; ઠરેલો૦
એક એકમાં એક છે શહેર.[2] ઠરેલો૦ ૨
જાણે રાજધાની એજ હોય; ઠરેલો૦
નક્કી કેમ કહી શકે કોય. ઠરેલો૦ ૩
કિયા ધનવંતનાં હશે ધામ; ઠરેલો૦
નવ જાણું હું તેઓનાં નામ. ઠરેલો૦ ૪
દીસે દૂરથી રૂડો દેખાવ; ઠરેલો૦
ભાળી અંતરે ઉપજે ભાવ. ઠરેલો૦ ૫
તેના તાબામાં નગર[3] અનેક; ઠરેલો૦
આપે આધાર તે એક એક. ઠરેલો૦ ૬
પરાં[4] છે વળી નગરની પાસ; ઠરેલો૦
કોણ જાણે ત્યાં કેનો છે વાસ. ઠરેલો૦ ૭
જ્યાં જ્યાં જોઇએ ત્યાં વસ્તી જણાય; ઠરેલો૦
નવિ નિપજે ને જુની તે જાય. ઠરેલો૦ ૮
ભૂપ લે છે સૌની સંભાળ; ઠરેલો૦
ઘણો પ્રેમી પ્રજા–પ્રતિપાળ. ઠરેલો૦ ૯
એકલો તે કરે ઇનસાફ; ઠરેલો૦
મહેર આવે તો કરે માફ. ઠરેલો૦ ૧૦
એક છત્ર કરે છે રાજ; ઠરેલો૦
નથી પડતું પ્રધાનનું કાજ. ઠરેલો૦ ૧૧
એની શકિત છે અપરમપાર; ઠરેલો૦
નથી એનાથી છાનું લગાર. ઠરેલો૦ ૧૨

---

૧ સૂર્યમાળા. ૨ સૂર્ય. ૩ ગૃહ. ૪ ઉપગૃહ.

એને જોઇ ન શકે કોઇ જેમ; ઠરે સો૦
એતો ઓઝલમાં રહે એમ. ઠરેસો૦ ૧૩
નવ બોલે કોઈ સાથે બોલ; ઠરેસો૦
એવો તખતનો રાખે છે તોલ. ઠરેસો૦ ૧૪
નથી દેતો લેતો હાથો હાથ; ઠરેસો૦
નથી નજરે દીઠો કોઇએ નાથ. ઠરેસો૦ ૧૫
એનું કામ દેખીને કહેવાય; ઠરેસો૦
રહ્યો છે છાનો ત્રિભુવનરાય. ઠરેસો૦ ૧૬
હાલે ન મળે એના વિના ઠામ; ઠરેસો૦
દીલે ધારે છે દલપતરામ. ઠરેસો૦ ૧૭

## गरबी ८१ मी.

### પ્રભુને ધ્યાનમાં રાખીને ગાવા વિષે.

"મારી માત બાચરારે લાલ" એ રાગ.

ગાઓ ગીત ગાનમાંરે લોલ, ધરી હરી ધ્યાનમાંરે લોલ;
તાળી પાડી તાનમાંરે લોલ; ગાઓગીત ગાનમાંરે લોલ. ૧
ઉત્તમ સમો આજનોરે લોલ, ગાવા ગુણ કાજનોરે લોલ;
રાજા અધિરાજનોરે લોલ; ગાઓગીત ગાનમાંરે લોલ. ૨
ધરમ મનમાં ધરીરે લોલ, કરમ તો રૂડાં કરીરે લોલ;
શરમને અનુસરીરે લોલ, ગાઓગીત ગાનમાંરે લોલ. ૩
ગાઇએ ગરબાવળીરે લોલ, ભાવિક જનમાં ભળીરે લોલ;
હેતથી હળીમળીરે લોલ, ગાઓગીત ગાનમાંરે લોલ. ૪
વિશ્વેશ કૃપા વડીરે લોલ, આવી આજનીઘડીરે લોલ;
ફરી ફરી રૂડીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૫
હરી ગુણ ગાઇએરે લોલ, શાને શરમાઇએરે લોલ;

હૈડે હરખાઇએરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૬
તજીને ખોટી ગપોરે લોલ, ખરા ભકતમાં ખપોરે લોલ;
જે જે હરીની જપોરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ.૭
દુરિત તજી દેહથીરે લોલ, નાચો કુદો નેહથીરે લોલ;
તાજા થશો તેહથીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૮
પ્રભૂ પગે લાગીએરે લોલ, મુખે એમ માગીએરે લોલ;
ભોતી ભ્રમ ભાગીએરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૯
નિતીની રીતથીરે લોલ, પ્રભૂપર પ્રીતથીરે લોલ;
હણોડા લ્યો હીતથીરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ.૧૦
સંકટ સહુ કાપજોરે લોલ, અધર્મ ઉથાપજોરે લોલ;
અધિક સુખ આપજોરે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૧૧
રાઝે સ્વામી સત્યનારે લોલ, જીવન છો જગતનારે લોલ;
પ્રભુ દલપત્તનારે લોલ, ગાઓ ગીત ગાનમાંરે લોલ. ૧૨

---

## गरबी ८२ मी.

### શિખામણ માને નહીં તે વિશે.

"વનમાં ભૂલી પડીરે પેલો કયાં ગયો કાનુડો" એ રાગ.

કહિએ કેટલુંરે મુરખ શીખામણ નવ માને;
ક્રોડ કહો દ્રષ્ટાંત કરી પણ, કથન ધરે નહિ કાને. કહિએ૦ટેક.
જે કારજ કરવાનો જેને, પવન મગજમાં પેઠો;
વળતિ કોઇનું વાર્યું ન કરે, હારી બેસે હેઠો. કહિએ૦ ૧
અંધારામાં આંખો મીચી, દોડે લઇ હડિલાઇ;
વાળ્યો કોઇનો પાછો ન વળે, વળે ભિંતભટકાઇ. કહિએ૦ ૨
અવળી બુદ્ધિ જેને ઉપજે, અવળે અવળું દેખે;
પૂરવ દિશને પશ્ચિમ જાણે, પશ્ચિમ પૂરવ લેખે. કહિએ૦ ૩

પતંગને પકડી દીપકથી, દૂર કદી મૂકાવો;
પણ આવી દીપક પર પડશે, પછી કરે પસ્તાવો. કહિએ૦ ૪
માત પિતાની વાત ન માની, ભણતાં આળસ આણી;
મુરખ મોટો થઈને રડશે, પાંપણ લાવી પાણી. કહિએ૦ ૫
કુકર્મ કરતાં કાંઇ ડરે નહિ, મદ ઉપજે મન જ્યારે;
વળતી મોટી વિપત્તિ પડશે, તે પસ્તાશે ત્યારે. કહિયે૦ ૬
પાડાખારે પડી પરસ્પર, ખૂબ લડાઇ લેશે;
છોડાવ્યા કોઇના નહીં છૂટે, થાકીને થિર રહેશે. કહિએ૦ ૭
આપ અકલથી સમજુ સમજે, જન સમજે સમજાવ્યો;
સમજાવ્યાથી જે નવ સમજે, અધમ પશુ ઉપજાવ્યો. કહિએ૦ ૮
પત્થર ઉપર પાણી રેડો, પણ ભીતર નવ ભીંજે;
કઠોર અંતઃકરણ કુટિલને, શી શીખામણ દીજે. કહિએ૦ ૯
શીખામણ સુણતાં શત્રૂથઈ, પીડા કરે પરિણામે;
એવા દુષ્ટો પણ દુનિઆમાં, દીઠા દલપતરામે. કહિએ. ૧૦

## गरबी ८२ मी.

### ઘૂમીને ગાવાની ગરબી.

"ચાલ ગાગર ચાલ ગાગર જમનાં રે જઇએ. એ રાગ.
આજની ઘડી ભલે ઇશ્વરે આપી,
રંગભેર રાગ આળાપીરે, ઘૂમનારી ઘૂમો. ૧
ગાઇએ ગીત મીઠાં મીઠાં મનમાન્યાં,
તનનન લેઇને તાનાંરે; ઘૂમનારી૦ ૨
ભેર ભુંગળ વાજાં ભલાં વાજે,
ગગનમાં જેમ ઘન ગાજેરે; ઘૂમનારી૦ ૩
આજ ખુશીનો રત્નાગર રેલ્યો,

ખુશીથી ખાંતે ખાંતે ખેલોરે; ઘૂમનારી० ૪
તાનમાં તાનમાં પાડીએ તાળી,
આવો રાજવણ રઢીઆળીરે; ઘૂમનારી० ૫
રમિ રમિ રંગભેર રંગથીરે રાચો,
થનગનતા થેઈ નાચોરે; ઘૂમનારી० ૬
ચળક ચળક કેવી ચાંદનીરે ચમકે,
ધમ ધમ ઘૂઘરા ધમકેરે; ઘૂમનારી० ૭
હોંશે હોંશે હૈડાનો હરખ દેખાડો,
દે પ્રભુ રોજ આવો દહાડોરે; ઘૂમનારી० ૮
ધામ આગળ ધામધૂમ મચાવો,
લાએણો લીજીએ લાવોરે; ઘૂમનારી० ૯
ખેલતાં ખાંત આજ રાખવી ન ઊણી,
સાંભળો સૈયર સલૂણીરે; ઘૂમનારી० ૧૦
આજ અતિશે થયો આનંદમાં ઉમેરો,
પાડ માનીએ પ્રભુજી કેરોરે; ઘૂમનારી० ૧૧
હળિ મળી હેતથી આ રીતથી રમીજે,
દલપતનો દેવ રીઝેરે; ઘૂમનારી० ૧૨

---

## गरबी ८४ मी.

### તાન લઈને ગાવાની ગરબી.

"વારીજાઉ વાલમજી" એ રાગ.

સખી ઘૂમ આજ ખુશિ ખુશિ થઈનેરે; તનનન તાનાં લ્યો;
લાભ ભણતરનો ભલો લઈનેરે, તનનન તાનાં લ્યો. ૧
વાત વિવિધ વિવેકની વાંચીરે; તનનન તાનાં લ્યો;
સદ્ગુણ અંતરમાં સાંચીરે, તનનન તાનાં લ્યો. ૨

પ્રભુ પદનું જ્ઞાન પણ પામીરે, તનનન તાનાં લ્યો;
આજ ખુશિમાં નહિ કાંઇ ખામીરે, તનનન તાનાં લ્યો. ૩
આવો ભૂગોળ વિદ્યા ભણિએરે, તનનન તાનાં લ્યો;
ગુણ ગણિત વિદ્યાના ગણિયેરે, તનનન તાનાં લ્યો. ૪
અબળાનાં ભાગ્ય આજ ખૂલ્યાંરે, તનનન તાનાં લ્યો;
ભણવા બેઠાંને વહેમ ભૂલ્યાંરે, તનનન તાનાં લ્યો. ૫
દુ:ખના તો વહિ ગયા દહાડારે, તનનન તાનાં લ્યો;
દિન રૂડા પ્રભુએ દેખાડયારે, તનનન તાનાં લ્યો. ૬
લિધિ લેખણ ખડિયો પાટીરે, તનનન તાનાં લ્યો;
દુશ્મનનાં દિલ પડયાં ફાટીરે, તનનન તાનાં લ્યો. ૭
ભુતપ્રેતનો વહેમ ગયો ભાગીરે, તનનન તાનાં લ્યો;
જોત જ્ઞાનની જીવમાં જાગીરે, તનનન તાનાં લ્યો. ૮
હવે ઠગથી નહીંજ ઠગાઇએરે, તનનન તાનાં લ્યો;
હવે નિર્લજ ગીત નહીં ગાઇએરે, તનનન તાનાં લ્યો. ૯
હવે અદબ ધરી ઊચરીએરે, તનનન તાનાં લ્યો;
હવે ઠોઠ જેવાં નહીં ઠરીએરે, તનનન તાનાં લ્યો. ૧૦
હવે સમજણ પામશું સારીરે, તનનન તાનાં લ્યો;
હવે ચાલશું ચિત્ત વિચારીરે; તનનન તાનાં લ્યો. ૧૧
હવે સંપનો શીખશું સુધારોરે, તનનન તાનાં લ્યો;
દલપતનો દેવ સંભારોરે, તનનન તાનાં લ્યો. ૧૨

## गरबी ८९ मी.

### ઇશ્વરની માયા વિષે—ગરબી ૧ લી.

"ઓ વાંસલડી વેરણ થઇ લાગી તું વ્રજની નારને" એ રાગ.

સુણ સાહેલી ઇશ્વરની માયાનો અદ્ભુત ખેલ છે.

અચરજ ઉપજે, રચના એવી ઠામોઠામ રચેલ છે. ટેક.
જીવ જંની કાયાજામી, આકાર ભલા એ કેમ પામી;
ખોળતાં નવ દીસે ખામી. સુણ સાહેલી० ૧
જળ જંતુ તો ઉપજે જળમાં, મળના કીડા ઉપજે મળમાં;
એ પીંડ કેણે ઘડિયા પળમાં; સુણ સાહેલી० ૨
બોલેછે તેમાં કોણ બેઠું, એ પવન સંઘાતે શું પેઠું;
જો પવન જતાંજ પડે હેઠું. સુણ સાહેલી० ૩
હલકા જંતુ, મોટા હાથી, સૌ પેટ ભરેછે તે શાથી;
આહાર ન રાખે એ આથી; † સુણ સાહેલી० ૪
જે જીવોને કીધા જેવા, ઉદ્યમ સોંપ્યા સૌને એવા;
નવ પામે પળ વિરતિ* લેવા. સુણ સાહેલી० ૫
ગણો જો તારા-ગણ ક્રોડ ગમે, આધાર વિના આકાશ ભમે;
એ અકળીત વાત કળાય કયમે. સુણ સાહેલી० ૬
રવિ કિરણો રોજ પ્રકાશ કરે, વળિ તે ફરતા ગ્રહતો વિચરે,
તે ફેર નિયમ સર કેમ ફરે. સુણ સાહેલી० ૭
તે તૂટે તો કોણ સાંધેછે, તે છૂટે તો કોણ બાંધે છે;
બહુ વર્ષ વિત્યાં વણ વાંધે છે. સુણ સાહેલી० ૮
મોંઘંધ ઘડો વનમાંહી મળે, માંહિ શું છે તે કહો કોણ કળે;
વળિ તે સંશય શી રીત ટળે. સુણ સાહેલી० ૯
ધણિ નવ દીસે ત્યાં ધરનારો, નહિ કોણ કહે કોણ કરનારો;
તે સ્થીર હશે કે ફરનારો. સુણ સાહેલી० ૧૦
નથિ દીઠો કોઇએ નજર ભરી, નથિ બોલ્યો તે કોઇ સાથ જરી;
સઉ ઉચરેછે અનુમાન કરી. સુણ સાહેલી० ૧૧

---

† સંઘરી. * વિશ્રામ.

નથિ જાણતું કોઇ એનું નામે, કલ્પિત નામો કીધાં આમે;
એ સત્ય કહ્યું દલપતરામે. સુણ સાહેલી૦ ૧૨

## ગરબી ૮૬ મી.

### ગરબી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

સુણ સાહેલી, ઇશ્વરની માયા જોઇ અચરજ ઉપજે;
જોઇ મન મારૂં, ક્રોડ વિચાર કરે પણ સંશય શું તજે. ટેક.
કોઇ સર્વ પ્રકારે સુખિયા છે, કોઇ દેહ ધરીને દુખિયા છે;
કોઇ મનુષ્ય ઘણામાં મુખિયા છે. સુણ સાહેલી૦ ૧
કોઇ ગર્ભ થકી પણ જાય ઝરી, કોઇ જન્મ ધરીને જાય મરી;
કોઇ સંવત્સર સો પૂર્ણ કરી. સુણ સાહેલી૦ ૨
કોઇ પામે છે માગ્યા મેવા, કોઇ ભવથી ભીખારી જેવા;
એ શા કારણ ઉપજ્યા એવા. સુણ સાહેલી૦ ૩
કોઇ દેહ ધરીજ દિવાના છે, કોઇ મહા પંડિત મન માન્યા છે;
કોઇ મુંગા કોઇ મસ્તાના છે. સુણ સાહેલી૦ ૪
એ પરભવનું કાંઇ કર્મ હશે, કે કારણ બીજા કોઇ કશે;
અંતે કેવો ઇનસાફ થશે. સુણ સાહેલી૦ ૫
પશુ પંખી જાતે કેવા છે, જો દીવાના જન જેવા છે;
એને શું લેવા દેવા છે. સુણ સાહેલી૦ ૬
એ[1] નરકે કે સ્વર્ગે જાશે, અંતે એની ગતિ શી થાશે;
એ કેમ નકી કરિ કહેવાશે. સુણ સાહેલી૦ ૭
ઇશ્વરને તો સૌ સરખા છે, નબળા સબળા કયમ નરખ્યાછે;
કોઇ દિલગિર ને કોઇ હરખ્યા છે. સુણ સાહેલી૦ ૮

---

૧ ગાંડા જનો.

સ્થાવર પ્રાણી તો થિર રહે છે, નહિ એમાં અક્કલ કશી કહે છે;
શાં પાપ થકી સંકટ સહેછે. સુણ સાહેલી૦ ૯
જે દુનિઆ મધ્યે દેહ ધરે, તે એક મિજાનો આહાર કરે;
તેથિ પુણ્ય હશે કે પાપ ભરે. સુણ સાહેલી૦ ૧૦
જેને બુદ્ધિ આપી જેવી, એને સમજણ ઉપજે એવી;
હશે કર્તાની ઇચ્છા કેવી. સુણ સાહેલી૦ ૧૧
છે ઇશ્વર શી મરજી તારી, નહિ સમજિ શકો સમજણ મારી;
દલપત કહિ દે છે પોકારી. સુણ સાહેલી૦ ૧૨

## गरबी ८७ मी.

### પ્રભૂના મહિમાની ગરબી.

"આજ મારે આંગણેરે, પ્રભુજી દાતણ કરતા જાઓ" એ રાગ.

સખી મેં તો સજીરે, પૂરી પરમેશ્વર શું પ્રીત;
હવે હું હેતથીરે, ગાઊં ગોવિંદ ગુણનાં ગીત. ૧
જગ જેણે રચ્યુંરે, જેણે રચિ આ રાશી બાર;
મહિમા મુખ થકીરે, કહેતાં કોઇ ન પામે પાર. ૨
વિધ વિધ નામથીરે, જેને ભજે સકળ સંસાર;
ઇશ્વર એક છેરે, નૌતમ નોધારાં આધાર. ૩
ભાષા ભેદથીરે, નોખાં નોખાં પડિયાં નામ;
રહેણી રાખવીરે, કથણી કથવાનું શું કામ. ૪
પર ઉપકારથીરે, રીઝે તે રાજા અધિરાજ;
તે માટે સદારે, કરવું ઉત્તમ એવું કાજ. ૫
સૌ સંપી મળીરે, જો રહિએ દિવસને રાત;
ભજીએ ભાવથીરે, તો રીઝે તે જગનો તાત. ૬
અન્ય ઉપાયથીરે, તે પ્રભુ થાય નહીંજ પ્રસંન;

મર્મ વિચારીનેરે, મનમાં સમજે સમજુ જન. ૭
જનમી જગતમાંરે, કરવાં પ્રભુ રીઝે તે કામ;
સાર્થક તે સદારે, દિલમાં જાણે દલપતરામ. ૮

## ગરબી ૮૮ મી.

### ઈશ્વર મહિમા વિશે.

"વાલા તમે પુરૂષ અમે નારી." એ રાગ.

જય જય પ્રભુ અંતર જામી, બળવંત વિદિત બહુ નામીરે; જય જય. ટેક.
તુજ મીહમા જગમાં છે મોટો, વાણી પાર ન પામીરે; જયજય. ૧
કોઈ પ્રકારે તારા કૃતમાં, ખચિત નથી કાંઇ ખામીરે; જયજય. ૨
તુજ જશ વગર વડી વડી વાતો, કહીએ સર્વ નકામીરે; જયજય. ૩
તું ઇશ્વર અધિદેવ અમારો, ધીમંત[1] અવિચળ ધામીરે; જયજય. ૪
અશરણ શરણ સદા તું એકજ, સૃષ્ટિ સકળનો સ્વામીરે; જયજય. ૫
તુજ ભકતોપર સંકટ શત્રુ, શસ્ત્ર શકે ન ઉગામીરે; જયજય. ૬
દલપતરામ કહે તુજ જશમાં, મુજ મન વૃત્તિ વિરામીરે; જયજય. ૭

## ગરબી ૮૯ મી.

### ઈશ્વર સ્તુતિ વિશે.

રાગ ઉપર પ્રમાણે.

જયજય પ્રભુ કરૂણાકારી, અમે સ્તુતિ ઉચ્ચરિએ તારીરે; જયજય. ટેક.
તેં સુરજ શશી તારા સરજ્યા, સૃષ્ટી તેં શણગારીરે; જયજય. ૧
સાગર શૈલ સરોવર સરિતા, પશુ પક્ષી નરનારીરે; જયજય. ૨
સરજીને વળી તું સંભાળે, ધર્મ પોતાનો ધારીરે; જયજય. ૩
નાથ વળી તેં કીધા નિયમો, વિવિધ પ્રકાર વિચારીરે. જયજય. ૪

---

૧ બુદ્ધિમાન.

ધ્યાન અમે ઉર તારૂં ધરીએ, સદા તને સંભારીરે. જયજય. ૫
અહોનીશ તુજ ઉપકાર ઉચ્ચરીએ, અલ્પ મતીથી અમારીરે. જયજય. ૬
ઓ પ્રભુ રક્ષણ કરજે અમારૂં, આપદ સમય ઉગારીરે. જયજય. ૭
દલપતરામ સદા તને વંદે, ધ્યાન રૂદયમાં ધારીરે. જયજય. ૮

## गरबी ९० मी.

### ઈશ્વર સ્તુતિની ગરબી.

"ખેલ ખેલરે ભવાની મા, દોશીડા મઢ હેઠ." એ રાગ.

ધન્ય ધન્યરે સૌના આધાર, જય દેવાધી દેવ;
કરૂણા સાગર કોટી જગત કર્તાર. જયદેવાધી દેવ. ૧
ભગવત અખિલ ભુવનનો તું ભુપાળ; જયદેવાધી૦
દુઃખ વિદારણ દીસે દીનદયાળ. જયદેવાધી૦ ૨
નિર્મળ ઓપે તારાં અગણિત નામ; જયદેવાધી૦
પ્રભુ તું વિપત્તિ વેળાનો વિશ્રામ. જયદેવાધી૦ ૩
અમને સદૈવ સારી બુદ્ધિ આપ; જયદેવાધી૦
કષ્ટ અનેક પ્રકાર તણાં તું કાપ. જયદેવાધી૦ ૪
અમને આશ્રય દાતા તું છે એક; જયદેવાધી૦
અદ્ભુત તેં ઉપજાવ્યાં કામ અનેક. જયદેવાધી૦ ૫
તારો પ્રગટ દિસે છે પૂર્ણ પ્રતાપ; જયદેવાધી૦
પ્રભુતાથી કર પ્રલય અમારાં પાપ. જયદેવાધી૦ ૬
ભજીએ તુજને અંતર રાખી ભાવ; જયદેવાધી૦
ઠીક ઠીક કર્યો એ અમે ઠરાવ. જયદેવાધી૦ ૭
અંતરજામી તું અંતરનો જાણ; જયદેવાધી૦
વદીએ શાં વળિ એથિ વિશેષ વખાણ. જયદેવાધી૦ ૮
પાય નમીને કરીએ નીત્ય પ્રણામ; જયદેવાધી૦

દાસ તમારો જાણો દલપતરામ. જયદેવાધી૦ ૯

## ગરબી ૯૧ મી.

### કરજ વિષે.

"મા તું પાવાની પટરાણી, ભવાની મા કાળકારે લોલ." એ રાગ.

કરજ ન કરશો અધિકું કોઇ, કરજ સંકટ કરેરે લોલ;
સમજુ જન તો જગમાં જોઇ, દિલે સમજી ડરેરે લોલ. ૧
સુણતાં દિલમાં થાશે દુઃખ, કથન કડુ કાનથીરે લોલ;
કરવું પડશે નીચું મુખ, અતી અપમાનથીરે લોલ. ૨
ફરિ ફરિ નિત્ય નિત્ય ફેરા ખાઇ, અતી અકળાવશેરે લોલ;
એ દુઃખથી અતીશે અકળાઇ, ભોજન નહિ ભાવશેરે લોલ. ૩
ખમશો મેણાં કેરા માર, વિશમ બહુ વેણમાંરે લોલ;
નિશ દિન નહિ આવે નિરધાર, કે નિદ્રા નેણમાંરે લોલ. ૪
પછિ તો કરશો તેની પાસ, કે જૂઠા વાયદારે લોલ;
સુણિ સૌ જન તજશે વિશ્વાસ, ફજેતી ફાયદારે લોલ. ૫
વળતી થઇને સત્ય વિહીન, જુદે રસ્તે જશોરે લોલ;
દાનત ફરશે પછિ દિન દિન, કે તસ્કર તમે થશોરે લોલ. ૬
અતિશે થાશો પર આધીન, કરજ કીધા થકીરે લોલ;
તેથી દેખશો દુખના દીન, નથી સુખડું નકીરે લોલ. ૭
સો ધન દેવું જેને શીશ, ન ટેકે તે ટકેરે લોલ;
જો તે જન હોય ન્યાયાધીશ, ન ન્યાય કરી શકેરે લોલ. ૮
ઓશિયાળો એનો અવતાર, સિપારશ સાંભળેરે લોલ;
જાણે કરતાં કોઇ પ્રકાર, કરજ મારૂં વળેરે લોલ. ૯
કરજ નહીં તેને સુખસાત, જાણો દિન જામનીરે લોલ;
દિલ ધરજો સુખદાયક વાત, આ દલપતરામનીરે લોલ. ૧૦

# गरबी ९२ मी.

## આશા વિષે.

"શંકર વસે કૈલાશમાં" એ રાગ.

આશાનો અંત આવે નહીંરે, શોધે ન મળે સુમાર;
આવે ન છેડો આકાશનો, હાંરે એવી આશા અપાર. આશાનો૦ ૧
સામા આકાશની ક્ષિતીજનોરે, જોતાં પાસે જણાય;
જેમ જેમ જઇએ આગળે, હાંરે તેમ આઘી તે જાય. આશાનો૦ ૨
નિર્ધન જન ધનને ચહેરે, મુઠી સોની હમેશ;
જાણે મળે મને એટલું, હાંરે નહીં વાંછુ વિશેષ. આશાનો૦ ૩
સો મળતાં ઇચ્છે સહસ્રનેરે, લક્ષ* લાગે બંધાય;
કરે ઇચ્છા પછી ક્રોડની, હાંરે પછી અબજે ઇચ્છાય. આશાનો૦ ૪
આખી પૃથ્વીનું રાજ એકનેરે, મળે મન ન ધરાય;
અધિક હોમે જેમ આગનો, હાંરે ભડકો ભારે જણાય. આશાનો૦ ૫
આશાથી આ સંસારનોરે, ચાલે સર્વે વ્યવહાર;
ભાગે આશા તો ભાગી પડે, હાંરે સર્વ વાતે સંસાર. આશાનો૦ ૬
નોકર કરેછે નોકરીરે, રાજા કરેછે રાજ;
ધંધારથી ધંધો કરે, હાંરે એતો આશાથી આજ. આશાનો૦ ૭
સારાં ભુંડાં કામ સૌ કરેરે, એતો આશાથી આમ;
જશ કે જર માટે કરે, હાંરે કાંતો પરલોક કામ. આશાનો૦ ૮
આયુષ્યનો છેડો આવતાંરે, બાકી માસ કે બે માસ;
ધંધાનું તોય તાણે ધુંસરૂં, હાંરે ઉરમાં જીવ્યાની આશ. આશાનો૦ ૯
પુણ્ય કરેછે પરમારથીરે, પાપી કરેછે પાપ;
આશાથી એ પણ જાણજો, હાંરે પ્રૌઢ તેનો પ્રતાપ. આશાનો૦ ૧૦

---

* વિચાર.

લુટારૂએ માર્યું માનવીરે, લુટયું પામીને લાગ;
જાણ્યું આ જર હું ભોગવું, હાંરે તેને કરડયો ત્યાં નાગ. આશાનો૦ ૧૧
આશા છે અતિ ઉપયોગનીરે, કરે રૂડાં જો કામ;
સારી શિખામણ આ સુણી, હાંરે કે છે દલપતરામ. આશાનો૦ ૧૨

## गरबी ९२ मी.

### સંકટમાં ધીરજ રાખવા વિષે.

"એકવાર ઓધવ ગોકુળ સાંભરેરે" એ રાગ.

સંકટ સમયે ધીરજ ધારીએરે,
કંઇપણ કરિયે નહિ કલ્પાંતજો;
ચિત ચેતી ઉપાય વીચારિયેરે,
સર્વ પ્રકારે રહીને શાંતજો. સંકટ સમયે૦ ૧
કાંઇએ લાભ નથી કલ્પાંતથીરે,
ઉલટું અતિશય ઉપજે દુઃખજો;
સૂઝે ઉપાય તો મન શાંતથીરે,
સંકટ ટાળી લઇએ સૂખજો. સંકટ સમયે૦ ૨
મૂરખ માણસ તો મુંઝાઇ મરેરે,
ધીરજ ધારે તે ધીમંતજો;
મિત્ર સમીપે એ દુઃખ ઉચરેરે,
એ પછિ દુઃખનો આણે અંતજો. સંકટ સમયે૦ ૩
જેનો ઉપાય જોતાં નવ જડેરે,
સમજણથી સુખ શાંતી થાયજો;
સુરનર સૌને શિર સંકટ પડેરે,
એમ વિચારે અંતરમાંયજો. સંકટ સમયે૦ ૪
જ્ઞાની કે અજ્ઞાની જન તણીરે,

પીડા પડ્યે પરીક્ષા થાયજો;
જ્ઞાની જન ધીરજ ધારે ઘણીરે,
અજ્ઞાની અતિશે અકળાયજો. સંકટ સમયે૦ ૫
ઉર આણો વાતો ઇતિહાસનીરે,
કઇકે કેવાં વેઠયાં કષ્ટજો;
વૈભવતા તજી રાજ નિવાસનીરે,
ભટકયાં વનમાં થઇને ભ્રષ્ટજો. સંકટ સમયે૦ ૬
એની આગળ આપદ આપણુંરે,
ગણતાં ગણતીમાં ન ગણાયજો;
ઘટમાં એમ વિચારી જુવે ઘણુંરે,
તો અકળામણ ઓછી થાયજો. સંકટ સમયે૦ ૭
આ અવસર પણ જો જગમાં જુઓરે,
બહુ દુખિયા લોકો દેખાયજો;
ઓછા દુઃખથી શું અતિશે રૂઓરે,
મહા દુઃખ પડતાં કેમ ખમાયજો. સંકટ સમયે૦ ૮
મોટાને સંકટ મોટાં નડેરે,
છોટાને દુઃખ છોટું છેકજો;
મોભને ખીલા બહુ ખમવા પડેરે,
વળિને વાગે ખીલા એકજો. સંકટ સમયે૦ ૯
પાપતણાં ફળ પીડા પામીએરે,
સુકર્મનાં ફળ સુખ સૌ ઠામજો;
એમ ઠરાવ્યું અંતરજામીએરે,
દિલથી કહે છે દલપતરામજો. સંકટ સમયે૦ ૧૦

## गरबी १४ मी.

### સાત પ્રકારનાં અતિ સુખ વિષે.

રાગ ઊપર પ્રમાણે.

સુણજો વર્ણન અતિ સુખ સાતનું રે,
એ થકિ ઉલટાં છે અતિ દુઃખજો;
તનમન ભજન કરો જગતાતનું રે,
સર્વે પ્રકારે આપે સૂખજો. સુણજો૦ ૧
સૌથી સુખતો શ્રેષ્ટ શરીરનું રે,
રગમાં રંચ રહે નહિ રોગજો;
આપ જાણે જેવું શુરવીરનું રે,
ઇચ્છિત કરી શકે ઉદ્યોગજો. સુણજો૦ ૨
સુખ બીજું ધંધો સારો જડે રે,
આપ નહીં કોઇની ઓશિયાળજો;
કોઇ દિન કરજ નહીં કરવું પડે રે,
સ્વતંત્રતા દીસે સૌ કાળજો. સુણજો૦ ૩
સુખ ત્રીજું વર વહુ સારાં મળે રે,
પૂરણ વધે પરસ્પર પ્રેમજો;
હૈયે હરખ હમેશાં જળહળે રે,
દેખે સદા દિવાળી જેમજો. સુણજો૦ ૪
ચોથું સુખ જો સુપુત્ર સાંપડે રે,
માત પિતાની પ્રતિમા પાળજો;
નિરખી ચિતમાં ઉમળકો ચડે રે,
કથન ન લોપ કરે કોઇ કાળજો. સુણજો૦ ૫
રહેવા ઘર રૂડું સુખ પાંચમે રે,

તે જ્યાં રૂડું ન્યાઇ રાજજો;
સુખની વસ્તુ મળે સરવે સમેરે,
સદા વસે જ્યાં સુગ્ન સમાજજો. સુણજો० ૬
છઠ્ઠું સુખ ઉત્તમ અધિકારછે રે,
માન પ્રતિષ્ઠા માણસ માંહજો;
વિદ્યાદિક એનો આધારછે રે,
કાવ્ય કળાદિક પણ ગુણ કાંહજો. સુણજો० ૭
મિત્ર પવિત્ર મળે સુખ સાતમેરે,
સુખનું મૂળ સદા સત્સંગજો;
સદા સહાય કરે સંકટ સમેરે,
આત્મા એકજ જૂદાં અંગજો. સુણજો० ૮
સૌ સુખ શોભે છે સુગ્નાનથીરે,
સુગ્નાને સંતોષ રખાયજો;
નહિતો તૃષ્ણા કેરા તાનથીરે,
સુખ સૌ દુઃખ રૂપે દેખાયજો. સુણજો० ૯
જગતપતી આપે સુખ જેટલુંરે,
પાડ ગણીને કરો પ્રમાણજો;
આપણું સુકૃત તો અતિ એટલુંરે,
ક્યાંછે કહેછે દલપતરામજો. સુણજો० ૧૦

---

## गरवी ९८ मी.

### પ્રશ્નના ઊત્તરની ગરબી.

"પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની" એ રાગ.

સત્ય કહું આગળ સમાજનીરે, સુણ સાજની સાજની સાજની;
ગોઠવણું ગરીબ નિવાજનીરે, સુણ સાજની. ટેક.

સારાં માણસ કરે શાની ચાહના,
લાજની લાજની લાજનીરે. સુણ સાજની. ૧
જનના શિરપર શાની જરૂર છે,
રાજની રાજની રાજનીરે. સુણ સાજની. ૨
પ્રધાનને શાની જુક્તિ જાણવી,
કાજની કાજની કાજનીરે. સુણ સાજની. ૩
કોહિનુરથી શોભા વધી શેની,
તાજની તાજની તાજનીરે. સુણ સાજની. ૪
સર્વે પ્રાણીને શી શી ફિકર છે,
ખાજની ખાજની ખાજનીરે. સુણ સાજની. ૫
પંખીના પંડને બીક બહુ શેની,
બાજની બાજની બાજનીરે. સુણ સાજની. ૬
છેક નિરધન કરે શેની છાપરી,
છાજની છાજની છાજનીરે. સુણ સાજની. ૭
તેના ભોજનમાં શોભા શેની,
પ્યાજની પ્યાજની પ્યાજનીરે. સુણ સાજની. ૮
દેણદારને ચિત ચિંતા શેની,
વ્યાજની વ્યાજની વ્યાજનીરે. સુણ સાજની. ૯
કહે દલપત ઘડી ઉતમ કયારની,
આજની આજની આજનીરે. સુણ સાજની. ૧૦

---

## ગરબી ૯૬ મી.

### કેવા ગુણ કેનામાં છે તે વિશે.

"હાં હાંરે પટોળાં પાટણનાં" એ રાગ.

હાં હાં રેકે કનક કટાય નહીં, હાં હાંરે સુજન ગુણ જાય નહીં;

હાં હાંરે પથર પલળેજ નહીં, હાં હાંરે કુટિલગુણ લેજ નહીં. ૧
હાં હાંરે નિંધી છલકાય નહીં, હાં હાંરે મોટા છકિ જાય નહીં;
હાં હાંરે અફિણ મીઠું થાય નહી,હાં હાંરે નઠોર સુધરાય નહીં. ૨
હાં હાંરે નદી સૌ સાગરમાં, હાં હાંરે કે સંપ તો નાગરમાં;
હાં હાંરે વસંત ઉત્તરાયનમાં, હાં હાંરે ગમત તો ગાયનમાં. ૩
હાં હાંરે શોભા તો સાજનમાં, હાં હાંરે મોટાઇ તો મહાજનમાં;
હાં હાંરે સુગંધ તો કેશરમાં, હાં હાંરે કૃપા પરમેશ્વરમાં. ૪
હાં હાંરે શિતળતા ચંદરમાં, હાં હાંરે ઉદ્યમ તો બંદરમાં;
હાં હાંરે મિઠાશ તો સાકરમાં, હાં હાંરે નમનતા ચાકરમાં. ૫
હાં હાંરે ચતુરાઇ ચણવામાં, હાં હાંરે ભલા ગુણ ભણવામાં;
હાં હાંરે કે રેશમ મુગટામાં, હાં હાંરે કે જોખમ જુગટામાં. ૬
હાં હાંરે કુટુંબતો પરિવારે, હાં હાંરે કે રાજ તો તરવારે;
હાં હાંરે કે જુગતી જંતરમાં, હાં હાંરે અકલ તો અંતરમાં. ૭
હાં હાંરે કે ઝાડ બહુ ઝાડીમાં, હાં હાંરે કે ફળ ફૂલ વાડીમાં;
હાં હાંરે પવિત્રાઇ પાણીમાં, હાં હાંરે વિવેક તો વાણીમાં ૮
હાં હાંરે કે લાભ તો સ્વારથમાં,હાં હાંરે કે પુણ્ય પરમારથમાં;
હાં હાંરે કે નીર તો વૃષ્ટિનું,હાં હાંરે કે તેજ તો દ્રષ્ટીનું. ૯
હાં હાંરે કે દૂધ તો ગાય તણું,હાં હાંરે કે હેત તો માય તણું;
હાં હાંરે કે શાકત સકળપતિની,હાં હાંરે કે દિનતા દલપતિની. ૧૦

---

## ગરબી ૯૭ મી.

### ભવિષ્ય કાળનાં ચિન્હ વિષે ગરબી.

"અલબેલીરે અંબે માત જોવાને જઇએ." એ રાગ.

સુણો સુણોરે સજ્જન લોક, ચિન્હો આગમનાં;
સુખ દુઃખ સંભવ સંજોગ, સઘ સમાગમનાં. ટેક.

કિડિયો ઈંડાં લઇ નિકળે, ને બોલે દાદુર મોરરે;
એ એધાણુ ઉપરથી જાણો, જળ વૃષ્ટિનું જોર. ચિન્હો૦ ૧
કુકડા કુકૂ શબ્દ કરેને, જાગે પંખી જાતરે;
એ ઉપરથી એમ સમજવું, પ્રકશે હવે પ્રભાત. ચિન્હો૦ ૨
અંગ વિષે ઉકરાટાં આવે, થાય ન અંન પચાવરે,
એ એધાણુ ઉપરથી જાણો, દેશે જવર દેખાવ. ચિન્હો૦ ૩
સગા જનોને શત્રુ સમજે, શત્રુ સગા સમાનરે,
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ, નિશ્ચય એજ નિદાન. ચિન્હો૦ ૪
કુટુંબમાં જ્યાં કુસંપ પેસે, વસે નહીં વિશ્વાસરે;
એક બિજાનું બોલ્યું ન ગમે, તો ત્યાં લક્ષ્મિ વિનાશ. ચિન્હો૦ ૫
ઉપજ થકી અદકું ખરચેને, ફોગટ મન ફુલાયરે;
તો તેને ઘેર થોડી મુદતમાં, દરિદ્રતા દેખાય. ચિન્હો૦ ૬
બળિયા સાથે બળ બાંધીને, વળિ વળિ કરે વિવાદરે;
કોઇ સમે સંકટમાં પડશે, અતી ઉતરશે નાદ. ચિન્હો૦ ૭
કુસંપ જાતાં સંપ વધે ને, મન સૌનાં મળિ જાયરે;
તો જાણો તેના ઘર મધ્યે, સુખ ને સંપતિ થાય. ચિન્હો૦ ૮
હંસ તણી સંગત છોડીને, સેવે કાગ શિયાળરે;
તો જાણો તેના પર પડશે, જગમાં કાંઇ જંજાળ. ચિન્હો૦ ૯
જે રાજાને રૈયત નિંદે, જુલમ જુલમ કહેવાય;
તે રાજાના રાજ મહેલમાં, કાંઇ પણ વિપરીત થાય. ચિન્હો૦ ૧૦
જે પર ત્રુઠે કે રૂઠે પ્રભુ, જેની કરણી જેવીરે;
કહે દલપત તે જનના મનમાં, ઉપજે બુદ્ધિ એવી. ચિન્હો૦ ૧૨

# गरबी ९८ मी.

## ઉદ્યમ કર્મ વિષે.

"સુંદરબાઇ આવ્યાં સાસરીયે." એ રાગ.

સખિ જો કદિ ઉદ્યમ નવ ફળિયો, તોય નશિબ થકી તે
બળિયો, બહેન; ઉદ્યમ વિણ ન નશીબ ફળે. १
કોઇ ન રહે નશીબ વિશ્વાસે,
સૌ ઉદ્યમ કરવા ધાશે બહેન. ઉદ્યમ વિણ० २
પંખો પકડી જો ન હલાવે,
પંખાનો પવન ન આવે બહેન. ઉદ્યમ વિણ० ३
વણ ખેડે ખેતર નવ પાકે,
રહિ નશિબ ભરૂંસે થાકે બહેન. ઉદ્યમ વિણ० ४
કોઇ ઉદ્યમ વિણ ધનપતિ થાશે,
તે જોઈ ઉદ્યમ ન તજાશે બહેન. ઉદ્યમ વિણ० ५
વગડાઉ કર્ષણ નજરે આવે,
જોઇ કોણ કર્ષણ નહિ વાવે બહેન. ઉદ્યમ વિણ० ६
વણ ખોદે નદિયો સંચરશે,
જોઇ કોણ કુવા નહિ ખોદે બહેન. ઉદ્યમ વિણ० ७
જો નશીબનો ભરૂંસો રાખો,
તો ચૂલા કાઢી નાંખો બહેન. ઉદ્યમ વિણ० ८
જો નશીબનો ભરૂંસો લાવે,
બાળકને શીદ ભણાવે બહેન. ઉદ્યમ વિણ० ९
ઉદ્યમ આદરીએ આગળથી,
પછિ નશીબ તો પાછળથી બહેન. ઉદ્યમ વિણ० १०
અક્કલ હીણા આળસવંતા,

રહે નશિબ નશીબ કરંતા બહેન. ઉદ્યમ વિ૦ ૧૧
ઉદ્યમનો મહિમા સૌ ઠામે,
દાખે છે દલપતરામે બહેન. ઉદ્યમ વિ૦ ૧૨

## ગરબી ૯૯ મી.

### મુરખ આગળ કાગળ બોલે નહીં તે વિષે.

"ધન્ય અંબે માત, વસિયાં ડુંગર માંયરે, જાયગા જોઇને. એ રાગ"

મન શરમાશે, જંગલી જન આગળ કાગળ નવ બોલે;
જે જન પાસે, કાગળ નવ બોલે તે જંગલિ તોલે. ટેક.
એક મહેતે જંગલિ જન સાથે, મોકલ્યાં ફળ કાગળ દઇ હાથે;
ગયો જંગલિ ગાંસડી લઇ માથે. મન શરમાશે૦ ૧
કહે જંગલિ જ્યાં ફળ ગણિ લેશે, કેટલાં છે તે ત્યાં કોણ કહેશે;
કહે મહેતો કાગળ કહિ દેશે. મન શરમાશે૦ ૨
અરધે રસ્તે તેતો આવ્યો, ત્યાં વિચાર તે મનમાં લાવ્યો;
કાગળ દઇ મુજને બિવરાવ્યો. મન શરમાશે૦ ૩
કાગળને મુખ કે જીભ નથી, તો કહેશે કથન કિયા મુખથી;
સંતાડું ફળ હું તો સુખથી. મન શરમાશે૦ ૪
કહેવા લાગ્યો કાગળ લઇને, ભાઇ જો તું બોલે ત્યાં જઇને;
તો બોલ અહીં સનમુખ થઇને. મન શરમાશે૦ ૫
કાંઇ કાગળ નવ બોલે વાણી, જંગલિયે વાત જુઠી જાણી;
તેથિ લીધાં માંહિથી ફળ તાણી. મન શરમાશે૦ ૬
જઇ ફળ ઢગલો નૃપ પાસ કર્યો, કાગળ પણ નૃપ આગળજ ધર્યો;
દિલમાં મુરખો કાંઇએ ન ડર્યો. મન શરમાશે૦ ૭
કાગળ વાંચી ફળ ગણિ લેતાં, તે લખ્યા થકી ઓછાં રહેતાં
પુછયું જંગલિને ધમકી દેતાં. મન શરમાશે૦ ૮

કહે જંગલિ કોણ ઓછાં કહે છે, નૃપ કહે આ કાગળ કહી દે છે;
કહે જંગલિ વાત જુઠી એ છે. મન શરમાશે॰ ૯
જો કાગળ કહે મુજ સાંભળતાં, જે દીધા પ્રમાણે નથી મળતાં;
તો દંડ કરો મારો વળતાં. મન શરમાશે॰ ૧૦
રાજા કહે મુરખ જન પાસે, કાંઈ કહેતાં કાગળ શરમાશે;
સમજુ સાથે બોલવા ચહાશે. મન શરમાશે॰ ૧૧
સુણિ જંગલિ અચરજ ઉર ધરે, આતો માણસ નહિ પણ દેવપરે;
જડ વસ્તુ જે સંગ વાત કરે. મન શરમાશે॰ ૧૨
નૃપે ત્રાસ બતાવ્યો તે ઠામે, પછિ સાચું બોલ્યો પરિણામે;
દિલ વાત ધરી દલપતરામે. મન શરમાશે॰ ૧૩

## गरबी १०० मी.

### દયા વિષે.

"અલબેલીરે અંબે માત જોવાને જઈએ" એ રાગ.

પ્રભુ રીઝવવા શુભ પેર, દિલે દયા રાખો;
કરૂણાનિધિ કરશે મહેર, પુરશે અભિલાખો. ટેક.
દયા ન દીસે જેના દીલમાં, તે નહિ જનની જાતરે;
વાઘ વરૂ જેવા વનચરની, નિશ્ચે તેતો નાત. દિલે॰ ૧
કવિ કોવિદ સર્વે મળિ કહે છે, દયા ધરમનું મુળરે;
તજે દયા તેને તો થાશે, પરમેશ્વર પ્રતિકૂળ. દિલે॰ ૨
જો કોઈ આપણું દુઃખ દેખીને, દયા ધરે કરિ પ્રીતજો;
એને કેવી આશિષ દેશું, ચતુર વિચારો ચિત્ત. દિલે॰ ૩
અતિ નિર્દય થઈને આપણને, કરે ઘણી વિધિ ઘાતરે;
પ્રભુ તેને કાંઈ શિક્ષા કરશે, જુઓ વિચારી વાત. દિલે॰ ૪
ગરીબનો બેલી ઈશ્વર છે, સમર્થ સાચો ન્યાઈરે;

ગરીબને સુખ દુઃખ દોધાનું, ભોગવશો ફળ ભાઈ. દિલ૦ ૫
ઉપકારી જનના અંતરમાં, દયા રહે દિન નિશરે;
દુખિયાનાં દુઃખ હરવા માટે, સંકટ લે નિજ શીષ. દિલ૦ ૬
જો જીવી ઉપકાર ન કીધો, તુચ્છ છે જીવતર તેહરે;
પર ઉપકારે જીવતર તજીએ, ઉત્તમ જીવતર એહ. દિલ૦ ૭
ગરીબના નીસાસા લાગે, જો તે દિલ દુખાયરે;
જરૂર જગ કરતા નહિ સાંખે, એ મોટો અન્યાય. દિલ૦ ૮
પોતાના સુખ દુઃખનો પોતે, ચિતમાં કરો વિચારરે;
અવર વિષે પણ એમજ સમજો, સુખ દુઃખનો નિરધાર. દિલ૦ ૯
પરનો માલ પડાવિ ન લેવો, દેવું ન કોઇને દુઃખરે;
દિલ પણ કોઇનું દુખવવું નહિ, સૌને કરવું સુખ. દિલ૦ ૧૦
નિર્દયતામાં અનેક અવગુણ, અસત્યને અન્યાયરે;
દયાળુ જનથી દુનિઆ મધ્યે, દુષ્ટ કરમ ન કરાય. દિલ૦ ૧૧
દયા વિના તો દેવ ન રીઝે, ભકિત કરે ભલિ ભાતરે;
રાજા ખૂનીને નવ રીઝે, સુણિ મુખ મીઠી વાત. દિલ૦ ૧૨
દુનિયામાં સૌ દયા ધરે તો, સુખ ઉપજે સૌ ઠામરે;
દેવ રીઝે દલપત તણો, પરલોકે પણ સુખ ધામ. દિલ૦ ૧૩

## गरबी १०१ मी.

### જયજયકાર બોલવા વિષે.

"તજો તમે કેફ કરમ કરવું." એ રાગ.

બોલો જેજેકાર બધી બાઇ, ગીતો રૂડાં સદ્‌ગુણનાં ગાઇ, બોલો. ટેક.
કહ્યાં તે ગિતો કંઠે કરજો, અરથ એનો અંતરમાં ધરજો;
દિલે તમે દોષ થકી ડરજો, બોલો જેજેકાર બધી બાઇ. ૧
સારે દિન સખી એકઠી થાજો, હળી મળી હૈડામાં હરખાજો;

ગીતો આવાં સદ્‌ગુણનાં ગાજો, બોલો જેજેકાર બધી બાઈ. ૨
સંસારમાં સુખિયાં સૈ થાશો, વિવેકી થઈ વળિ વખણાશો;
જીતી જગ સ્વર્ગ વિષે જાશો, બોલો જેજેકાર બધી બાઈ. ૩
ગીતો ગુણ જાણીજે ગાશે, સારૂં ભુંડું શું છે તે સમજાશે;
રચ્યું જેણે જગ તે રાજી થાશે, બોલો જેજેકાર બધી બાઈ. ૪
વખાણો પ્રભુના પરાક્રમને, તથા કરજોડી કહું તમને;
ગીતો ગાતાં સંભારજો અમને, બોલો જેજેકાર બધી બાઈ. ૫
હમેશ હરખના દિવસ રહેજો, લાખેણો લાભ સહુ લેજો;
દયાળુ પ્રભુ ઘણું સુખ દેજો, બોલો જેજેકાર બધી બાઈ. ૬
સારો દિન સજ્જન સંગતનો, ગણો એજ ઉત્તમ ગંમતનો;
દિલે ધરો ઉપદેશ દલપતનો, બોલો જેજેકાર બધી બાઈ. ૭

## गरबी १०२ मी.

### મંડળી બરખાસ થવા વિષે.

"મારૂં સોનાનું છે બેડું રે છેલછબીલા છોગાળા." એ રાગ.

વિનતી કરૂં છેલીવારરે, શાણી સૈયર સાંભળજો;
અતિ હરખ ધરી આ ઠારરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૧
આજ આદરો વધ્યો ઉમંગરે, શાણી સૈયર સાંભળજો;
શુભ સજી તમારો સંગરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૨
જ્યારે દયા કરે દીનનાથરે, શાણી સૈયર સાંભળજો;
ત્યારે મળે સજ્જનનો સાથરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૩
આજ દીઠી ક્રોડ દિવાળીરે, શાણી સૈયર સાંભળજો;
મલકંતાં મુખડાં ભાળીરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૪
ઈશ્વર આવા દિન આપેરે, શાણી સૈયર સાંભળજો;
વળિ મળિયે પ્રભુ પ્રતાપેરે, વળિ વહેલાં વહેલાં મળજો. ૫

આજ ગાયાં ગરબી ગીતરે, શાણી સૈયર સાંભળજો;
નીતોની રીત અહોતરે, વળિ વહેલાં વહેલાં મળજો. ६
શીખામણ શીખ્યા સારીરે, શાણી સૈયર સાંભળજો;
બહુ સત સંગનિ બલિહારીરે, વળી વહેલા વહેલાં મળજો. ७
પોથી વાંચે પંચાશરે, શાણી સૈયર સાંભળજો;
પણ ન પડે જ્ઞાન પ્રકાશરે, વળિ વહેલાં વહેલાં મળજો. ८
આજ એટલું પામ્યાં જ્ઞાનરે, શાણી સૈયર સાંભળજો;
તમે દીધું જીવન દાનરે, વળિ વહેલાં વહેલાં મળજો. ९
આજ વિશેષ વધિયો સ્નેહરે, શાણી સૈયર સાંભળજો;
અતિ લાભ ઉત્તમ તો એહરે, વળિ વહેલાં વહેલાં મળજો. १०
આને નિત્ય કરજો યાદરે, શાણી સૈયર સાંભળજો;
ભુલાશે નહિ ધરી પ્રમાદરે, વળિ વહેલાં વહેલાં મળજો. ११
કાંઇ હોય અમારી ચૂકરે, શાણી સૈયર સાંભળજો;
એતો કરજો માફ અચૂકરે, વળિ વહેલાં વહેલાં મળજો. १२
આવાં કરશું સારાં કામરે, શાણી સૈયર સાંભળજો;
દેશે આશીષ દલપતરામરે, વળિ વહેલાં વહેલાં મળજો. १३
સૌ એક સ્વરે એક વારરે, શાણી સૈયર સાંભળજો;
કહો જય જય જગ કરતારરે, વળિ વહેલાં વહેલાં મળજો. १४



# ધોળ.

## ધોળ १ લું.

બાળકીઓને શીખામણનું ધોળ.

"રાતો ઘોડો રણ પાખરીઓ, શ્વેત ધર્યો શણગાર જોને." એ રાગ.

સ્નેહ સહીત સારા શીખામણ, કહું તે કાને ધરજો બેહેની;

જો હિત જાણે તો તજિ આળસ, એજ રીતે આચરજો બેહેની૦ ૧
મેવા કે મીઠાઇ કોઈ, મારગમાં નવ ખાઇએ; બેહેની૦
હલકાં દુનિઆમાં દેખાઇએ, ગાંડામાં ગણાઇએ. બેહેની૦ ૨
ઘરમાંથી ચોરી નવ ખાઇએ, મુખથી માગી લઇએ; બેહેની૦
પણ જો માતા ના પાડે તો, રોઇને દુઃખ નવ દઇએ. બેહેની૦ ૩
ભરત ચિત્ર ભાવેથી શિખિ, હોંશ હૈયામાં આણી; બેહેની૦
સોતાં ઝાડકતાં પણ શિખિએ, કામ તમારૂં જાણી. બેહેની૦ ૪
વાસણ માંજીને વાવરીએ, પિયે ગળીને પાણી; બેહેની૦
રસોઇ રૂડી રીતે શિખિએ, હોંશ હૈયામાં આણી. બેહેની૦ ૫
સર્વે વસ્તુ સંભાળીને, સજ કરીએ સાફાઇ; બેહેની૦
ગુણવંતી તો ગાફલ ન રહે, ગમે નહીં ગંદાઇ. બેહેની૦ ૬
મેલી જગ્યામાં નવ રમીએ, વસ્ત્ર ન કરીએ મેલાં; બેહેની૦
ભલી નિશાળે ભણવા જાતાં, છેક ન રહીએ છેલ્લાં. બેહેની૦ ૭
એમ કર્યાથી આગળ જાતાં, સુખ લેશો સૌ ઠામે; બેહેની૦
સમજો તો સારી શીખામણ, દીધી દલપતરામે. બેહેની૦ ૮

### ઘોળ ૨ જું.

### સુધારા ખાતાના મુહૂર્તનું ઘોળ.

"મામેરૂં મોંઘા મુલનું" એ રાગ.

સૈયર આજની શોભા હું શી કહું,
આજ આનંદનો ઉભરાઈ, રત્નાગર રેલીયો.
મળ્યા સરવે સુધારાના સાથીઓ,
ભલે ભભકે સભા છે ભરાઈ, રત્નાગર રેલીયો. ૧
દાના ગૃહસ્થે દેખાડી ઉદારતા,
માંડ્યું નવિન સુધારાનું મુળ, રત્નાગર રેલીયો;
ધન્ય ધન્ય તેનાં માત તાતને,

એને ઈશ થશે અનુકૂળ, રત્નાગર રેલીયો. ૨
આજ ક્રોડ દિવાળીનો દિન ગણું,
વજડાવીએ નોબત નાદ, રત્નાગર રેલીયો;
આજ સોનાનો સૂરજ ઉગીયો,
વરસ્યા વરસ્યા દૂધે વરસાદ, રત્નાગર રેલીયો. ૩
તરિયા તોરણુ બાંધીએ ટોડલે,
મોઘાં મોતીના પૂરીએ ચોક, રત્નાગર રેલીયો;
પચરંગી ચઢાવીએ વાવટા,
થાળમાં ભરો પાનના થોક, રત્નાગર રેલીયો. ૪
રૂડાં ધોળ મંગળ ગીત ગાઈએ,
વિવાર્થી ઘણો વધતો ઉત્સાહ, રત્નાગર રેલીયો;
આજ ઊત્તમ કામ આરંભીયું,
વદે વિશ્વના જન વાહ વાહ, રત્નાગર રેલીયો. ૫
સખી આજનો દિવસ ઇતિહાસમાં,
લખવા લાયક ગણશે સૌ લોક, રત્નાગર રેલીયો;
નામ અમર રહેશે રૂડા નર તણું,
જેણે રૂપીઆ ખરચ્યાછે રોક, રત્નાગર રેલીયો. ૬
શાણા શ્રીમંતે કુળને શોભાવીયું,
કીધું એવું આ ઊત્તમ કામ, રત્નાગર રેલીયો;
તેને સર્વ પ્રજાજન તરફથી,
દેશે આશીષ દલપતરામ, રત્નાગર રેલીયો. ૭

### દોહરો.

ઓગણિસેં છત્રીશના, જતાં જેઠ દિન બીશ;
પુસ્તક આ પૂરૂં કર્યું, દિલ સમરી જગદીશ. ૧

## कच्छ गरबावळी संपूर्ण.

# गरबी १०२ मी.

## મહારાવ શ્રી ખેંગારજીની ગરબી.

"આવો હરી રાસ રમો વહાલા." એ રાગ.

ખમા ખમા ખેંગારજીરાવને, દયાવંત સુંદર દેખાવને, ખમાખમા०
દીસે રૂડો જાદવકુળ દીવો, ગમે જેને નીતિનો રસ પીવો;
જગતમાં વર્ષ ઘણાં જીવો; ખમા ખમા० ૧
ભણ્યા છે ભણતર ભલિ ભાતે, વિવેક વિશેષ છે સૌ વાતે;
ચતુર અને ચંચળ છે જાતે, ખમા ખમા० ૨
શિખામણ સાંભળીને સારી, અંતરમાં લેછે ઊતારી;
બહુ એની બુદ્ધિની બલિહારી, ખમા ખમા० ૩
નવી નવી નીત્ય શીખે નીતી, રૂચે રૂડી રાજાની રીતી;
પ્રજાપર પૂર્ણ ધરે પ્રીતી. ખમા ખમા० ૪
સદા રહે સજજનને સંગે, ન એકે અવગુણ તો અંગે;
અભ્યાસ ભલો કરે ઉમંગે, ખમા ખમા० ૫
હિંમત ઘણી મોટી દીસે મનમાં, જાદવકુળનો જુસ્સો તનમાં;
વિવિધ ગુણ વખાણાયછે જનમાં, ખમા ખમા० ૬
રૈયત જોઇ રાજી રાજી રહેછે, દુવા ખરા દિલથી સૌ દેછે;
કચ્છાધીશ ઘણું જીવો કહે છે, ખમા ખમા० ૭
હમેશ એના હેતુ હરખાજો, પ્રભુ એની આશા પુરી થાજો;
સંકટ એનાં સર્વ ટળી જાજો, ખમા ખમા० ૮
વિદ્વાન જનોનો વિસામો; તેનું રાજતેજ વૃદ્ધિ પામો;
જગતમાં જય ને જર જામો, ખમા ખમા० ૯
થજો એના વંશતણી વૃદ્ધિ, સરવ વિધિ પામજો સમૃદ્ધિ;

બહુ બહુ વધજો એની બુદ્ધિ, ખમા ખમા૦ ૧૦
કૃપાનિધિ દેવની કરૂણાથી, હયાત રહો એના હય હાથી;
સુખી થજો સર્વ એના સાથી, ખમા ખમા૦ ૧૧
સદા સુખ કચ્છપતી પામે, ગવાય ગુણો ગામેગામે;
દિધિ આશીષ દલપતરામે, ખમા ખમા૦ ૧૨

